# बुद्धचरित

( એડ્‌વિન આર્નૉલ્ડકૃત જંબૂજ્યોતિમાંથી કેટલાક પ્રસંગો )

( EPISODES FROM THE LIGHT OF ASIA )

છપાવી પ્રસિદ્ધ કરનારઃ
નરસિંહરાવ ભોળાનાથ

આવૃત્તિ પ્હેલી

ઇ. સ. ૧૯૩૪

કીંમત રૂ. ૨-૦-૦

# स्पष्टीकरण

આ સંગ્રહમાંનાં કાવ્યો, બેનો અપવાદ બાદ કરતાં, સર એડ્વિન આર્નોલ્ડ કૃત Light of Asia માંના અમુક ભાગોનાં ભાષાન્તરો છે; અપવાદમાં

૧ બુદ્ધનું ગૃહાગમન

અને ૨ तद्गुण

એ બે કાવ્યો છે. હેમાંનું પ્રથમોક્ત કાવ્ય સ્વ. ખોટાદકરની કૃતિ છે, એ કાવ્યની અવતરણ નોંધમાં ઋણ દર્શાવ્યુંછે, અને તે લેવાની પરવાનગી આપનારનો આભાર માન્યોછે. ઉત્તરોક્ત કાવ્ય, तद्गुण, મ્હારી કલ્પનામાંથી જ પ્રગટ થયુંછે તે વાત ટીકા પૃષ્ઠ ૧૨૨ માં, અન્તભાગમાં, સૂચવેલુંછે. બાકીનાં કાવ્યો–અને तद्गुण પણ–ક્રિયે ક્રિયે સ્થળેથી ઉદ્ધૃત કર્યાંછે તે નીચે આપેલી નોંધ ઉપરથી જણાશેઃ

० मुदम् કાવ્ય વિશે અવતરણ નોંધમાં માહિતી આપીછે. હેમાં ઉમેરવાનું કે એ કાવ્ય 'વસન્ત' સંવત્ ૧૯૮૦ ના જ્યેષ્ઠ માસના અંકમાં પ્રગટ થયું હતું; નામ "ભારતભાનુ" એમ રાખ્યું હતું.

૧ प्रेमप्रसून કાવ્ય સંવત્ ૧૯૭૩ ના માઘના ('વસન્ત'ના) અંકમાં પ્રગટ થયું હતું.

૨ महाभिनिष्क्रमण કાવ્ય 'નૂપુરઝંકાર'માં અંક ૩૬ મે દાખલ છે. મ્હારા એક હરિકીર્તનને પ્રસંગે એ રચાઈ યોજાયું હતું. તા. ૨૫મી ઑગષ્ટ ૧૯૧૨ ને દિવસે એ કીર્તન સાન્તાક્રુઝમાં કર્યું હતું.

૩ किसागोतमी કાવ્ય 'નૂપુરઝંકાર' માં અંક ૩૨ મે દાખલ છે. અમદાવાદમાં પ્રાર્થનાસમાજ મન્દિરમાં ઈ. સ. ૧૮૯૧ આખરમાં કરેલા હરિકીર્તનમાં એ લીધું હતું.

૪ सुजाताની कथा એ કાવ્ય ઈ. સ. ૧૯૨૨ ના "ગુજરાતી"ના ૧૫ મી ઑક્ટોબરના (દીપોત્સવી) અંકમાં પ્રગટ થયું. તે પૂર્વે નવેમ્બર ૧૯૨૧ માં સાન્તાક્રુઝના હિન્દુ સ્ત્રીમંડળમાં કીર્તનમાં

યોજ્યું હતું. તે પછી વળી તા. ૩-૩-૨૪ ને દિવસે સાન્ટાક્રુઝમાં (હાલમાં સ્વ.) ગિરજાશંકર ત્રિવેદીના ઘરના વાસ્તુપ્રસંગે કીર્તનમાં વાપર્યું હતું.

૫ बुद्धनुं प्रलोभन એ કાવ્ય ઈ સ. ૧૯૧૪માં સેપ્ટેમ્બરમાં મુંબાઈમાં કરેલા હરિકીર્તનમાં રચીને વાપર્યું હતું.

*૬ वियोगिनी यशोधरा એ કાવ્ય 'નૂપુરઝંકાર'માં અંક ૪૦ મે દાખલ છે.

૭ बुद्धनुं गृहागमन સ્વ. બોટાદકૃત 'નિર્ઝરિણી'માંથી ઉપાડી લીધું છે,(પરવાનગી લઈને).

૮ सद्गुण કાવ્ય 'નૂપુરઝંકાર'માં અંક ૧૮ મે દાખલ છે. 'વસન્ત' ૧૯૬૯ના આશ્વિનના અંકમાં એ પ્રગટ થયું હતું.

---

આ સર્વ છૂટક છૂટક વેરાયલા ચરિતમણકાને એકત્ર એક સૂત્રમાં પરોવીને વાચકવર્ગ આગળ મૂકવાથી નવીન ચિત્ર ઉપસ્થિત થઈને જુદા પ્રકારનું દર્શન થશે, એ વિચારીશું તો આ પ્રયાસ નિષ્પ્રયોજન અથવા પુનરુક્તિદોષથી દૂષિત નહિં લાગે. તે ઉપરાંત બે નવીન અંશના ઉમેરા કર્યા છે તે પણ આકર્ષણમાં સહાયભૂત થશેઃ

(૧) ટીકામાં કેટલાક નવીન વિચારો છૂટક છૂટક વેરાયાછે અને રચના સુશ્લિષ્ટ થઈ છે.

(૨) પ્રત્યેક કાવ્ય માટે અકેકું ચિત્ર, સાદું અથવા ત્રિરંગી, મૂકર્યું છે.

આ ચિત્રોમાં કેટલાક વિવેચકોને ઊનતાઓ જણાશે; મ્હને પણ પૂર્ણ સંતોષ થયો નથી,† તે માટે મૂળ ચિત્રકારના કરતાં બ્લૉક તૈયાર થઈને પ્રેસમાં છાપવાની ક્રિયામાં કેટલીક ઊનતાઓ પણ કારણભૂત હશે. આમ છતાં મૂળ ચિત્રકાર, રા. જગમોહન મિસ્ત્રીએ

---

* जम्बुज्योतिना લઘુ રૂપ તરીકે આ પ્રસંગમાળા (કાવ્ય ૧ થી ૬)ની અનુચિત નહિં ગણાય. 'જમ્બૂજ્યોતિ' તો ક્યારે ઘડાશે તે કહેવું અશક્ય છે.

† દાખલા તરીકે, વિયોગિની 'યશોધરા'ના ચિત્રમાં "શ્વેત વસન જ લહું નાખ્યું શર ઉપરે ને આડું' છે એ સ્થિતિ પ્રતિબિમ્બિત થઈ નથી—એ ચિત્ર થઈ ગયા પછી ફેરફાર કરાવતાં શ્રમ લેવો પડે તેમ હતું. તેથી એ ઊનતા જતી કરવી પડી,—મ્હારી ઇચ્છાવિરુદ્ધ બીજી પણ ન્હાની ન્હાની ઊનતાઓ જણાશે.

લીધેલા પરિશ્રમ માટે, તેમ જ હેમની કલાયોજના માટે, અહિં ઉપકાર ના માનું તો નગુણો જ મ્હારી જાતને હું ગણું.

રા. જગમોહનદાસ મિસ્ત્રીનો પ્રથમ પરોક્ષ પરિચય મ્હને રા. ન્હાનાલાલ કવિના એક અનુપમ સૌન્દર્યવાળા ગદ્યકાવ્ય–'અમર પંથનો યાત્રાળુ' એ મથાળાનું જોયું ને તે સાથેનું ચિત્ર એ ચિત્રકારનું જોયું, હેના સૌન્દર્યથી હું આકર્ષાયો–તે વખતનો હતો. તે ઉપરથી મ્હને ઇચ્છા થઈ કે આ પુસ્તક માટે ચિત્રો જગમોહન કને ચીતરાવું. તે પ્રસંગને પરિણામે પરિચય વધ્યો. એ પરિચયશૃંખલાનો બીજો એક મધુર અંકોડો મ્હારા દૌહિત્ર, સ્વ. પ્રેમકુમાર, હતો. એ બંને કલાભક્તોને પરસ્પર વિચાર, કલ્પના, ઇત્યાદિની આપલે કરનારી કલાપરાયણ ચર્ચાઓ થતી હતી.

"ગુજરાતી" પ્રેસનો–અર્થાત્, ભાઈ નટવરલાલનો મ્હારે અસાધારણ ઉપકાર થયો છે, તે અહિં સ્વીકારું છું. હેમના સૌજન્ય વિના આ પુસ્તક વિલમ્બ ખમી રહીને પ્રગટ થાત જ નહિ.

મરીન વિલા
ખાર (મુંબાઈ–૨૧)
તા૦ ૨૭ મી સેપ્ટેમ્બર ૧૯૩૪

નરસિંહરાવ ભોળાનાથ.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

[ પ્હેલો, બ્હેલો, બ્હેવું, બેશી, બેરો, પ્હોચ્યો, સોડે, દોડે, ઇત્યાદિમાં વિવૃત ઍકાર ઑકાર માટે અવળી માત્રા ના હોય ત્હાં તે કરી લેવી. ]

---

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | કડી ૧૨ પં. ૧ | ધાય | ધાર્યે |
| ૧૫ | કડી ૨૫ પં. ૧ | એક; | એક, |
| ૧૬ | કડી ૩૪ પં. ૧ | વાણી; | વાણી: |
| | ,, પં. ૨ | માંહિ, | માંહિ |
| ૩૫ | ૧૪ | *screno* | *sereno* |
| ૪૧ | ૧ | ઝળકી, | ઝળકી |
| ૪૮ | કડી ૨૫ પં. ૨ | પ્રેમશર | પ્રેમશૂર |
| ૫૩ | શ્લો. ૫ પં. ૧ | મહ | માંહિ |
| ૫૪ | શ્લો. ૭ પં. ૧ | પારોનો | પૌરોનો |
| ,, | ,, પં. ,, | પક્ષે | પક્ષી |
| ,, | ,, ૧૦ પં. ૨ | આચિતાં | ઑચિતાં |

૭૧ કડી ૧૯ની ટીકામાંના છેલ્લા, કાઉંસમાં મૂકેલા વાક્યને બદલે નીચે પ્રમાણે વાંચવું:—
('નૂપુરઝંકાર'–આવૃત્તિ બીજીના પૃષ્ઠ ૨૨૯મે, 'સ્વેચ્છાસ્વીકાર' કાવ્યની ટીકામાં આ ઉપનિષદનું વચન આપ્યું છે.)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૭ | ૧૩ | phyician | physician |
| ૮૨ | ૬ | આ રીતે ) | ( આ રીતે ) |
| ૧૦૭ | ૧૨ | આંગળાં | ચાંગળાં |
| ,, | ૧૫ | ,, | ,, |

---

# બુદ્ધચરિત

(એડવિન આર્નોલ્ડકૃત જંબૂજ્યોતિમાંથી કેટલાક પ્રસંગો)

# मुखम्

ઈ. સ ૧૯૨૪ માં તા. ૧૮ મી મેને દિવસે સાન્ટાક્રુઝની પેલી પાર જુવેં નામના ગામડામાં શેઠ નરોત્તમ મોરારજીના બંગલાના કૉમ્પાઉંડમાં "બુદ્ધજયંતી" નો સમારમ્ભ થયો હતો. તે પ્રસંગે કાંઈક ઉચિત ગીત રચી આપવાની આજ્ઞા રા. ધર્માનન્દ કૌસામ્બીએ કરવાથી આ ગીત મ્હેં રચ્યું હતું. તે સાન્ટાક્રુઝની બે યુવતીઓએ ગાયું હતું. આ કાવ્યમાં પ્રેરક બળ આજ્ઞાનું હોવાને લીધે સ્વરૂપમાં કાંઈક ઊનતા હોવાનો સંભવ છે. તેટલે અંશે રસિક સુજ્ઞોની ક્ષમા માગુંછું. છતાં, આ કાવ્યગુચ્છને માટે મુખ સ્થાન માટે એ ઉચિત જણાશે એમ હું માનુંછું. મહાકાવ્યના પ્રબન્ધને વિશે દણ્ડીનું વચન છે:

आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम् ॥ (કાવ્યાદર્શ I. ૧૪) સાહિત્યદર્પણકાર પણ કહેછે:

आदौ नमस्क्रियाशीर्वा वस्तुनिर्देश एव वा । (VI ૩૧૯)

એમ વસ્તુનિર્દેશ એકલો હોય તો પણ બસ ગણાયછે. Light of Asia મહાકાવ્ય છે; મ્હારો આ હેમાંનો સંક્ષેપ સંગ્રહ હેના સ્વરૂપની છાયા લઈ સકશે: તેથી તે માટે આ પ્રબન્ધના મુખ તરીકે આ કાવ્ય મૂકયુંછે; હેમાં, કડી ૧ માં સહજ પ્રશારારૂપે, કડી ૨–૩ માં સંક્ષેપમાં પણ સંગ્રાહકરૂપે, અને બીજી કડીઓમાં સૂચકરૂપે, વસ્તુનિર્દેશ,—વૃત્તાન્તનું અંગુલિદર્શન આવી જાયછે, તેથી मुखम् એમ સંજ્ઞા આપીછે.

# मुक्तम्

(ગરબી)*

એક ઊગ્યો ભારતભાનુ,
હજારો વર્ષ થયાં;
સાધ્યો અમૂલક પથ નિર્વાણ,
હજારો વર્ષ થયાં.

વજ્રયાગની અન્ધ રજનિમાં ભારતસુત ભટકંત રે;
કપિલવસ્તુમાં ઊગ્યો ભાનુ, દાખવવા શુભ પંથ,
હજારો વર્ષ થયાં.–૧

રાજવિભવ સુખશય્યા છાંડી વનમાં કર્યું પ્રયાણ રે;
શુદ્ધોદનનો પ્રિય સુત મોંઘો યશોધરાનો પ્રાણ,
હજારો વર્ષ થયાં.–૨

ઉગ્ર તપો તપ્યાં, જ્ઞાનપથે ધપ્યાં, મારવિજય મેળવિયો રે;
સમ્માસંબુદ્ધ બની જગમાં, જ્યોતિ વિરલ રેલવિયો,
હજારો વર્ષ થયાં.–૩

જન્મ જરા ને મૃત્યુ તણાં દુખ કરવાને નિર્મૂળ રે;
દયા અને વિદ્યાનાં શસ્ત્રો દાખવિયાં અણમૂલ,
હજારો વર્ષ થયાં.–૪

નેરંજરા નદી! તું ધન્ય જ! બોધિ તરુ! તું ધન્ય રે!
ભારતભૂમિ-ઉદ્ધારક ઊગ્યો જ્યહાં પૂન્યમનો ચંદ,
હજારો વર્ષ થયાં.–૫

હજી તપે એ ભારતભાનુ, અમી ઝરે એ ચંદ રે,
તપજો, અમી ઝરજો, અમ કાજે નિર્વાણ તણે પંથ,
હજારો વર્ષ લગી.–૬

* 'અલબેલી રે અંબે માત'–એ ચાલ

# ૧ પ્રેમપ્રસૂન

સિદ્ધાર્થના જન્મ સાથે જ્યોતિર્વિદ્ તથા ઋષિજને ભવિષ્યકથન કર્યું હતું કે આ કુમાર વિશ્વસંસારથી વિરક્ત થઈ અન્યરૂપે જગતનો સમ્રાટ્ થશે. બાલ્ય, યૌવનારમ્ભ, સર્વ સમયમાં સિદ્ધાર્થનું મનનું વલણ વિલક્ષણ જોઈને રાજા શુધ્ધોદન ચિન્તામગ્ન રહેતો. મન્ત્રીઓને ભેગા કરીને મસલહત કરી, ત્હેને પરિણામે એક અપૂર્વ સ્વયંવર જેવી યોજના કરી, ત્હેને અન્તે યશોધરાની સાથે, પૂર્વજન્મના સંબન્ધોને બળે, તારામૈત્રક થતાં વાંત પ્રેમકુસુમનો (પ્રસૂનનો) પ્રસવ થયો.—આ પ્રસંગ આ કાવ્યમાં છેડાયો છે.

*Light of Asia* (ઍડ્‌વિન આર્નોલ્ડકૃત), સર્ગ ૨, પં. ૧ થી ૧૦૩ માંના ભાગનું આ ભાષાન્તર છે.

---

# પ્રેમપ્રસૂન

(વલણ)

આમ કરતાં રાજવી કુમાર કીધ પ્રવેશ
નવ યૌવનના ઉદ્યાનમાં, વય અષ્ટાદશ બેશ રે. ૧

(ઢાળ)

વય અષ્ટાદશ વર્ષમાં જ્યહાં નાથ હમારા આવ્યા,
રાજાએ રાજભવનો રૂડાં ત્રણ રમણીય રચાવ્યાં; ૨
કાષ્ઠમય પ્રાસાદ પ્હેલો, શુભ્ર ગવાયો નામે,
દેવદારુએ મઢયો સકળ, ત્યહાં શિશિર પ્રવેશ ન પામે. ૩
રંગરેખા–વિવિધ–ભરિયા આરસનો વળી અન્ય
ગ્રીષ્મકાળે શાન્તિ દેતો રચિયો, નામ સુરમ્ય; ૪
નીલવર્ણાં ચાંરસાંથી શોભિત ત્રીજું ધામ
ચણ્યું ઇંટિયો પકવ યોજી, રમ્ય પાડયું નામ; ૫
ચમ્પક કળી ખીલી હસે, ઋતુરાજ વિલસે જ્યહારે,
આનન્દ સુખ સુવિલાસ મન્દિર રમ્ય દે તે વારે. ૬
મધુર ઉપવન ખીલિયાં, એ મન્દિરોને વીંટી
સ્વચ્છન્દ ભમતાં સ્રોત ત્હેમાં હૃદય લેતાં જીતી; ૭
વૃન્દ તરુનાં ગન્ધ મધુરો વેરતાં સ્થળ સ્થળ ઘણાં,
તૃણભૂમિ લીલી નયન ઠારે, ધવલ મંડપ અણગણ્યા. ૮
આ રમણીય સ્થળે સિદ્ધાર્થ ભમતો કંઇ સ્વચ્છન્દે,
અનુભવતો નવ નવ લીલાઓ, જીવન ભર્યું આનન્દે, ૯
વેગભર વ્હેતું રુધિર રગ રગ રહ્યું યૌવનતણું,
ભરપૂર વિધવિધ સુખથકી જીવન સઘન અહકું બન્યું. ૧૦
તોય કદી કદી ચિન્તન કેરી ઘેરી છાયા આવે;
સરકતી વાદળિયો હસતા સરને ઝાંખું બનાવે. ૧૧

(વલણ)

ઝંખવાણું સર જ્યમ બને પડતાં વાદળી–છાય,
ત્યમ સિદ્ધાર્થ તણા ઉર વિશે ચિન્તન ઘન પથરાય રે. ૧૨

(રોળા)

સ્થિતિ એ નિરખી રાય મન્ત્રિગણને તેડાવે,
વળતી વદતો વેણ નૃપતિ કંઇ ગભીર ભાવેઃ ૧૩
"સ્મરણ ધરો કંઇ પેલી ઋષિની ભવિષ્યવાણી?
ને મુજ સ્વપ્નરહસ્ય લીધું પંડિતે પિછાણી? ૧૪
'પ્રાણાધિક મુજ બાળ બની રિપુમર્દન પૂરો
લેશે એકલવીર ચક્રવર્તીપદ શૂરો.' ૧૫
હા! મુજ ઉર અભિલાષ એહ ઊછળે છે ભારે,
રાજ તણો અધિરાજ બને, નેં કીર્તિ વધારે. ૧૬
હા! પણ ભાવિ અન્ય ભાખિયું, મુજ ઉર દમતું,
સ્મરણ વિશે આપને હશે, યદપિ અણગમતું; ૧૭
'દુઃખભરી ને રંક પદવિયે એ સંચરશે,
કષ્ટ વેઠી તપ તપી જગતમાં જ્યોતિ ભરશે.' ૧૮
અરે! લાભ શો હશે ઇષ્ટ સહુ નષ્ટ થવાથી?
રાજસુખો સહુ જતાં જ્યોતિ તે પ્રગટે ક્યહાંથી? ૧૯
તદપિ નયન બાળનાં દીસતાં ચિન્તનભરિયાં,
રાજનિવાસે વશી, દીનપથ ભણી કંઇ વળિયાં. ૨૦
શાણા છો સહુ ત્હમે, મ્હને કંઈ માર્ગ બતાવો;
ઉન્નત પદને યોગ્ય પંથમાં બાલ ચઢાવો, ૨૧
ને શુભ ચિહ્નો ફળે, આણ વર્તાવે સઘળે,
શાસન ઉર્વીતણું કરે ત્યમ ઉરવૃત્તિ વળે." ૨૨

(દોહરો)

મન્ત્રીગણમાં વૃદ્ધ જે હતો જ્ઞાનભંડાર,
ઉત્તર દેછે રાયને ઉંડો કરી વિચાર. ૨૩

(અનુષ્ટુપ્)

"સર્વ આ રોગની શાન્તિ મહારાજ ! મ્હને જડેઃ—
પ્રેમની કૂંચીથી દ્વારો સર્વ તત્કાળ ઉઘડે; ૨૪
નિર્વ્યાપાર ઉરે નિત્યે સ્મરવ્યાપાર ઊઠતો;
નારીના ગૂંથિયા પાશો વિશેથી કોણ છૂટતો ? ૨૫
મોહની નારીનેનોની સ્વર્ગને વીસરાવતી,
અધરામૃતધારાથી સુન્દરી લલચાવતી, ૨૬
સર્વ એ વસ્તુઓથી આ રાજબાળ અજાણ છે,
આપો આણી હવે 'હેને મોહની કેરી ખાણ જે; ૨૭
કોમલાઙ્ગી વધૂઓ ને સખીઓ ખેલવા ઘણી
મળતાં ટળશે સર્વે ભાવિની ભીતિ આપણી. ૨૮
વજ્રની સાંકળો બાંધો રોકાએ તોય ના કદી,
તે જ ચિત્ત બને બન્દી નારીના કેશપાશથી. ૨૯

(વલણ)

નારીકેશે બાંધિયા દાસ બને સહુ કોય;
એ વાત ગમી સહુ મંત્રીને; પણ નૃપ-ઉર સંશય હોય રે. ૩૦

(ઝૂલણા)

રાય સંશય વદેઃ—" વિપ્રસત્તમ અહો !
યદપિ રમણીય રમણી હું આણું,
કોટિરમ્ભાસદૃશ હો ભલે સુન્દરી
બાળ વરશે ન વરશે શું જાણું ?

પ્રેમની વૃત્તિ સ્વચ્છન્દ વિચરે ખરે,
સુવકમન સ્થળ અચિન્તિત જ વાળે,
નગર-દ્વારે સૂતા રંક ભિક્ષુક શિરે,
હાથણી જેમ જળકળશ ઢાળે. ૩૧
ને વળી સુન્દરીગણનું ઉપવન રચી
યાચિયેઃ—'ચૂંટ્ય કળી જે ગમે તે,'
બાળ મુજ મદન-આનન્દ નવ જાણતો
સ્મિત કરી સર્વને વર્જશે તે." ૩૨
એક મન્ત્રી ત્યહાં બુદ્ધિબળ વાપરી
બોલિયોઃ—"હે મહારાજ! સુણિયે!
મનુજ-ઉરનાં રહસ્યો અગમ્ય જ ખરે,
યુક્તિ હું દાખવું, સિદ્ધિ લણિયે. ૩૩
મત્ત કલ્હિયાર વરશૃઙ્ગથી શોભતો,
વન ભમે કય્હાં લગી એહ ક્ષેમે?
તાકિયું તીર વિધિ જે ક્ષણે ફેંકતો
તે ક્ષણે વિદ્ધ થઈ ભૂમિ સેવે; ૩૪
કો હશે સુન્દરી સર્જી જગદીશ્વરે
બાંધશે બાળને પ્રેમપાશે,
જગ જગાડે ઉષા તેથી રૂડી અધિક
સ્વર્ગ સમ ભાસતી કો જણાશે. ૩૫
તો સમારમ્ભ ઉત્સવ તણો આદરો,
રાજ-આજ્ઞા બધે ઠામ પ્રેરોઃ—
'કન્યકાઓ અખિલ રાજ્યમાંની મળી
શાકયલલનાગમ્યા ખેલ ખેલો; ૩૬

રૂપ યૌવન તણી યોગ્યતા આણી ઉર
　　આપશે સર્વને તુષ્ટિદાનો
રાજનો પાટવી રમ્ય ઉત્સવ વિશે.'
　　એ વિધે સુન્દરી સર્વ આણો. ૩૭
યુવતિજન એક પછી એક સિદ્ધાર્થની
　　આગળે જે સમે ચાલી જાશે,
નિપુણ જન નીમિયા નીરખી લેશે તહિં–
　　કેઈ રમણીથી ઉર વિદ્ધ થાશે; ૩૮
મૃદુ વદનથી ખસી શોકછાયા જશે;
　　એણી પરે સ્વયંવર સધાશે;
પ્રેમનાં નયનથી પ્રેમસંવરણ થઈ
　　છળ વડે કુંવર સુખમાર્ગ ધારશે." ૩૯

(વલણ)

જીવન સુખ પંથે પળે છળબળથીજ કુમાર;
એ વાત ગમી ભૂપાળને, આજ્ઞા કરી તત્કાળ રે. ૪૦

(ઢાળ)

દૂત આજ્ઞા લેઈ ચાલ્યા શુભ દિવસ ને શુભ પળે–
"યુવતી બધી સૌન્દર્યમૂર્તિ રાજમન્દિર જઈ મળે; ૪૧
આનન્દ ઉત્સવ સભા મધ્યે જામશે, સિદ્ધાર્થ ત્યહાં
તુષ્ટિદાનો મોંઘા મોંઘાં આપશે સહુને રૂડાં; ૪૨
ને જે યુવતી મંડળમાંથી રૂપે ઉત્તમ ઠરશે
સર્વોત્તમ મોંઘામાં મોંઘું તુષ્ટિદાન તે હરશે."–૪૩
વાર્તા સઘળે ઠામ ફરી કપિલવસ્તુ મોઝાર;
સ્નાન સાધી સજ્જ થાતી કન્યકા સહુ ઠાર. ૪૪

સુગન્ધ દ્રવ્યોથી સંસ્કારી આકર્ષક વપુરૂપ,
શ્યામ અંજન પક્ષ્મ આંજી નયન રહ્યાં રસકૂપ; ૪૫
કેશ કાળા હોળી બાળા ગૂંથે વેણી સુરેખ,
કોમળ કર ને ચપળ ચરણમાં અળતાના મૃદુ લેખ. ૪૬
ઉજ્જ્વળ ભાળે રક્ત કુંકુમ ચાંદલા ચળકંત,
સજ્યાં સુન્દર સાળૂ ઉપર ઉત્તરીય ઝળકંત. ૪૭
એમ યૂથે મળી યુવતી રાજદ્વારે દોડી;
લલિત લીલાભરી લટકે ગરબે રમતી ગોરી. ૪૮

(વલણ)

ગરબે ફરતી ગોરડી, રુમઝુમ રમતા પાય;
પછી કુંવર કને હોંસે ભરી લ્હાણી લેવા જાય રે. ૪૯

*(ગરબી)

સહુ લ્હાણી લેવા જાય શાક્ય યુવતી લટકે;
સિંહાસન બેઠા કુંવર ત્યહાં ધીરે અટકે; ૫૦
રચના રમણીય જણાય;—બાલિકા લાજાળી
ગતિ મન્દ મન્દ જ્યહાં જાય નયન નીચાં ઢાળી; ૫૧
સિદ્ધાર્થસમીપ જ પાય મૂકતાં ઉર ધડકે;
રાજવી પ્રતાપથી અધિક દીપ્તિ અદ્ભુત ઝળકે; ૫૨
નવ દીસે વદન વિકાર, શાન્ત મુદ્રા ધારે,
શીળો એ રાજકુમાર અગમ્ય દીસે ભારે. ૫૩
નવ નયન ભરી નિરખાય; દષ્ટિ નીચી નાંખી
બાળા સહુ લ્હાણી લેઈ ચાલતી ભય રાખી. ૫૪

* નવલરામકૃત 'ઇતિહાસની આરસી'ની ચાલ.

કહીં રાજકુંવરને યોગ્ય નિરખી કો લલનાને
ત્હાં સભાજનો પ્રેરતા કુંવર કર ધરવાને; ૫૫
સ્પર્શી કર સ્થિર ભયભીત રહે હરણીસરખી,
બીજે ક્ષણ સખીગણ વિશે ભળી જાતી ભડકી; ૫૬
દીસે અતિ દિવ્ય કુમાર, ભવ્ય કો ઋષિ જાણે !
યુવતીજનના સંસાર થકી ઊંચે મ્હાલે. ૫૭
ચાલી ગઈ સઘળી એમ, કુસુમસમ સ્મિત કરતી,
ને લ્હાણી પૂરી થઈ, અટકી લલનાભરતી; ૫૮
છેવટે આવી જો યશોધરા યૌવનરાણી,
સિદ્ધાર્થ તણી મુખરેખ સમીપજને જાણી, ૫૯
એ કાન્તિમતી બાલિકા આવતાં ક્ષણ પાસે
સિદ્ધાર્થ ચમકિયો કાંઇ, વિકૃતિ અદ્ભુત ભાસે. ૬૦

(વલણ)

અદ્ભુત મુખચર્યા થતી નિરખી લીધી ગૂઢ;
જે વેળા આવી બાલિકા લાવણ્યતણું પૂર રે. ૬૧

(ચોપાઈ ત્રણ તાલની)

પૂર એ દિવ્ય લાવણ્ય કેરું,
રૂપ રમણીય દીઠું અનેરું;
ગતિલીલામાં પાર્વતી અન્ય,
મુખમોહની હેની અવર્ણ્ય, ૬૨
કામવશમૃગલીશાં નયન,
ઊભી સિદ્ધાર્થ સંમુખ ક્ષણ;
સ્થિરનયને નિહાળી કોડે,
નિજ ઉરપર કરયુગ જોડે; ૬૩



ભેટ્યા નયન નયન કંઇ ગૂઢ,—
પ્રસર્યું તે પળ પ્રેમ-પ્રસૂન!
(પૃ ૧૧ કડી ૬૭)

Tricolor blocks made & printed at
... ng P... F...

રાજવંશી યુવતીને છાજે
એમ ઉજ્જ્વળ કંઠ વિરાજે;
પૂછે સ્મિતમય વદને વનિતાઃ—
“લ્હાણી મુજકાજ છે કાંઇ પુનિતા ?” ૬૪

દેતો ઉત્તર રાજકુમાર—
“સર્વ લ્હાણી ખપી ગઈ, બાળ !
તું છે નગરતણી રૂપરાણી,
બાઈ ! તુજ કાજ સવિશેષ લ્હાણી; ૬૫

તુજ હાનિ હું દેઉં સુધારી,
લે આ કંઠની માળા તું મ્હારી.”
આપી કંઠેથી માળા ઉતારી,
માંહિ લીલમ ચમકે ભારીઃ ૬૬

કટિમેખલારચાને બાંધી,
સ્પર્શસુખ સુકુમાર જ સાધી,
ભેટ્યાં નયન નયન કંઈ ગૂઢ,—
પ્રસર્યું તે પળ પ્રેમ-પ્રસૂન ! ૬૭

---

રાજવંશી યુવતીને છાજે
એમ ઉન્નત કંઠ વિરાજે;
પૂછે સ્મિતમય વદને વનિતાઃ—
"વ્હાણી મુજકાજ છે કાંઇ પુનિતા ?" ૬૪

દેતો ઉત્તર રાજકુમારઃ—
"સર્વ લ્હાણી ખપી ગઈ, બાળ !
તું છે નગરતણી રૂપરાણી,
બાઈ ! તુજ કાજ સવિશેષ લ્હાણી; ૬૫
તુજ હાનિ હું દેઉં સુધારી,
લે આ કંઠની માળા તું મ્હારી."
આપી કંઠેથી માળા ઉતારી,
માંહિં લીલમ ચમકે ભારીઃ ૬૬

કટિમેખલાસ્થાને બાંધી,
સ્પર્શસુખ સુકુમાર જ સાધી;
ભેટ્યાં નયન નયન કંઈ ગૂઢ,—
પ્રસર્યું તે પળ **પ્રેમ-પ્રસૂન** ! ૬૭

---

## (૨)

# મહાભિનિષ્ક્રમણ

( દેશી )*

નાથસમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્ય્હાં રાણી એ, તજી પ્રાવરણે દેહ. નાથ૦ ૧
કરતલ બે ભાળે ધર્યા, ઉર ઉછળે અવિરામ;
ગરગર અશ્રુ ઢાળતી, સુન્દરી ગુણધામ. નાથ૦ ૨
સિદ્ધાર્થકેરો કર પછી, ચુમ્બ્યો કંઇ ત્રણ વાર;
ત્રીજે ચુમ્બને કરુણરવ, 'દીધો મૃદુ ઉચ્ચાર. નાથ૦ ૩

( હરિગીત. )

"નાથ! જાગો! નાથ! જાગો!
વાણી દો આશ્વાસની."
"શું છે? પ્રાણ! શું? વ્હાલી! શું છે?"
પૂછતો ઉલ્લાસથી. ૪

( ગીતિ. )

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઇ અટકી;
ડૂમો હૃદય ભરાયો;—અંતે રાણી વદી સુદીન બની. ૫

( દ્રુતવિલમ્બિત. )

"સૂતી હું નાથ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વહું ઉદરે તુજ તે સ્ફુરે;
જીવન, મોહ, અને વળી પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી; ૬

* 'વૈદર્ભી વનમાં વલવલે'—એ ચાલ.

સુખદ ગાન જ તેતણું હું સુણી,
મધુર નીંદરમાં રમતી ઘણી;—
પણ અહો ! કંઈ સ્વપ્ન જ કારમાં,
અનુભવી છળી જાગી હું તો હવાં." ૭

* * * *

(અનુષ્ટુપ્)
વદે સિદ્ધાર્થ,—"ઓ મ્હારી મધુરી પદ્મની કળી!
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી ફરી." ૮
રાણી કહે:—"સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં;
ઘોર વાણી સુણી મ્હેં તો:—'આવી એ વેળ' એમ ત્હાં. ૯

* * * *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે–તું મુજને છોડીને જશે ?" ૧૦
(ગીતિ)
સન્ધ્યાનું સ્મિત અન્તિમ, હેવાં મધુરાં સુહાગી લોચનથી,
રડતી નારી ભણી તે સિદ્ધાર્થ નિહાળીને કરે વિનતિ. ૧૧
(ગરબી*)
"ધીરજ ધાર તું પ્રાણ! મધુરી! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ૦ ૧૨
(સાખી)
ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ,
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૩

* "લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો." એ ચાલ

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ,
તત્પર ઊભું લેદ કંઈ ગૂઢ સમજવા કાજ;
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૪

દશા આપણી પલટીને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદું છ, યશોધરા હતી ને છે મુજ પ્રાણ;
હૃદય એ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૫

દુઃખિત જગ ઉદ્ધારવા અવિરત કરતો ધ્યાન;
નિર્મિત સમય જ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન;
વ્હાલી! એ ધૈર્ય તું ધારે. ધીરજ૦ ૧૬

(અનુષ્ટુપ)
રોતી રોતી પડી નિદ્રા-મહિં તોય નિસાસથી,
ઊછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાશતી;—
"વેળ એ! આવી વેળ એ!" ૧૭

(વિષમ હરિગીત)
એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમ માંહિ નિહાળતો,
ને, જો! શશી તહિં કર્ક રાશિમાં રહ્યો છ વિરાજતો;
ને થયો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જઃ—"આવી રજનિ એ! ઉદ્ધારવા જન જે ડૂબ્યા. ૧૮
માર્ગ વર્ય તું પુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણ જ નિર્ણય કઠિન કર્ય સુખદુઃખકેરી પ્રસૂતિનો;
રાજનો અધિરાજ બનીને આણ નિજ વર્તાવવા,
કે મુકુટગૃહ વિણ શૂન્ય ભટકી જગતને જ બચાવવા." ૧૯

(વલણ)

વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ,
જોઈને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઈ ગૂઢ રે. ૨૦

(દ્રુતવિલમ્બિત)

"પળ અમોલ જ આવી હવે પણું!
જગત ઉદ્ધરવા વ્રત આકરું,
અધર આ સુકુમાર જ પ્રેરતા;
મધુર નીંદરમાં સૂતી એ પ્રિયા! ૨૧
વિષમ એ વ્રત આપણ યુગ્મને,
કરી વિયુક્ત વિશેષ રૂડું બને;
ગગનમૌન વિશે ઝળકી રહ્યું,
નિરખું નિર્મિત શાસન ઊજળું. ૨૨

(ગરબી*)

મ્હને પ્રેરતા તારકવૃન્દ! આ હું આવ્યો રે;
દુઃખરૂપ્યા ઓ જગજંન! આ હું આવ્યો રે. ૨૩
તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે;
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે. ૨૪

(સાખી)

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક;
રાણી મધુરી! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ. ૨૫

(મૂળચાલ)

તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગસંગે રે;
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગે રે ૨૬

* "જમુનાજળ ભરતું ન્હારે કુંવર કનૈયા રે"—એ ચાલ.

મુજ શિશુ, અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે,
થોભું આશિષ દેવા હેને, હશું રખે હું તો રે. ૨૭
ઉદ્ધરીશ હું એ પણ બાળ; અરે સહુ થોભો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! દાણવાર, અને જગલોકો રે ! ૨૮
આ અવસર હેકું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે. ૨૯
કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે. ૩૦

( સાખી. )

સાધું સત્ય અતિ ગૂઢ તે મળતાં લગી ફરું નાંહિ,
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ.” ૩૧

( ચોપાઈ ત્રણ તાલની )

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ;
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદન પર ઘેલાં. ૩૨
હજી અશ્રુથી ભીનું વદન, લેવા ઇચ્છી વદાયનું મન;
દીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યાકેરી ધરી ભક્તિભાર. ૩૩
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી;
“ફરી આ રમ્ય શય્યા માંહિ, કરું શયન કદી હું નાંહિ.” ૩૪
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર. ૩૫
અન્તે બળ કરી છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો,-શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો. ૩૬

---



જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી.
"ફરી આ રમ્ય શય્યામાંહિં કરું શયન કદી હું નાહિં.
(પૃ ૧૬. કડી ૩૪)

Tr color blocks made & pr nted at
The Gujrat Pr nting Press, Fort Bombay 1

મુજ શિશુ, અંકુર એ આપણા પ્રેમનો ગુદો રે,
ધોળું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે. ૨૭
ઉદ્ધરીશ હું એ પણ બાળ, અરે સહુ ચેલો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર, અને જગલોકો રે ! ૨૮
આ અવસર કેરું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે. ૨૯
કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે. ૩૦

( સાખી. )

સાધું સત્ય અતિ ગૂઢ તે મળતાં લગી ફરું નાંહિં,
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ." ૩૧

( ચોપાઈ ત્રણ તાલની )

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ;
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદન પર ઘેલાં. ૩૨
કરી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન;
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યાકેરી ધરી ભક્તિભાર. ૩૩
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી;
"ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાહિં." ૩૪
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર. ૩૫
અન્તે બળ કરી છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો,—શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો. ૩૬

---

( ३ )

# किसा गोतमी

(વલણ)

એમ કરંતાં સાથ સહુ આવ્યો નદીકિનાર,
જો, હેવે સમયે આવતી યુવતી કો તે ઠાર રે. ૧

(લલિત છંદ)

યુવતિ તે મળી શાક્યનાથને, ચરણપંકજે જોડી હાથને;
નમન નમ્રતાભાવથી કર્યું, વદન આંસુડે ભીંજિયું ઘણું. ૨
નયન છે શીળાં જો કપોતીનાં, નયન તેહવાં એહ રેતીનાં;
યુવતિ ત્હ્યાં પછી દીન વાણીએ વચન ઉચ્ચરી ભાવ આણીને. ૩

(ઢાળ)

ભાવ આણી બોલી વાણી વિનત વનિતા ત્હ્યાં પછીઃ—
"ઓ નાથ! આંહિં ત્હમે જ આવ્યા! દીનપર કરુણા કરી. ૪
પેલી તટતરુરાજિમાં મુજ પર્ણકુટીમાં હું વસું;
ને બાળ મુજ ઊછેરતી રહી, દુઃખ જાણ્યું નહિ કશું. ૫
નાથ એ વટરાજિમાં, કરી ત્હેં જ કાલ્ય દયા ઘણી;
દીધું વચન બાળ ઊગારવા," બહુ દીન તે યુવતી ભણી. ૬
"બાળુડો મુજ ખેલતો ચાલી ગયો તરુકુંજમાં;
કંઈ કુંપળપર્ણ વિશે જ દીઠો કુટિલ એક ભુજંગ ત્હ્યાં. ૭
વીંટી વળિયો નાગ એ મુજ બાળુડાના કર પરે;
ને બાળ હેને ચીંઢવતો કંઇ હાસ ખડખડ શો કરે! ૮

તીવ્ર જિહ્વાયુગલ ધરતો શીતળ હેનો ઓઢિયો;
મુખ વિકસીને ફૂંફવાટ કરતો, ચીંઢવતાં જ્યહાં ઊઠિયો. ૯
પણ હાય ! એ મુજ બાળુડો ક્ષણવારમાં પીળો થયો;
નિસ્તબ્ધ પડિયો, મ્હેં ન જાણ્યું કેમ એ રમતો રહ્યો. ૧૦
અધરપુટના બન્ધથી મુજ સ્તન તજ્યું વળી તે ક્ષણે;
કોઈ કહે 'વિષ ચઢ્યું હેને', 'નહિ હોવે' વળી કો ભણે. ૧૧
પણ મ્હેં ગુમાવવાએ નહિ મુજ બાળ મોઘા મૂલનો;
ને ફરી વિકાસ થવા ચહીને કરમિયા એ ફૂલનો, ૧૨
માગ્યું ઔષધ સહુ કને, જે બાળુડાને લોચને
ફરી ઊડી ગયેલું તેજ પૂરે, પૂરે મન મુજ મોદને. ૧૩
ચુમ્બનબિન્દુ એ સર્પતણું કંઇ હતું ઝીણું અતિ ન્હાનું;
વેરિ ન મુજ બાળશું એ રાખે હું નિશ્ચય મન જાણું. ૧૪
માયાળુ મુજ બાળ હતો અતિ, પ્રાણી વિશે ધરે પ્રેમ;
રમત રમતમાં સ્પર્શ કરતાં સર્પ ડૂસે હેને કેમ ? ૧૫
(વલણ)
કેમ ડૂસે મુજ બાળને ? પ્રેમભર્યો એ બાળ;
હા ! માનું નહિ હું એ કદી સર્પ ડસે કો કાળ રે. ૧૬
(ચોપાઈ.)
પછી કો મુજને વદિયો વેણ, કહું ઉપાય તુજને ઓ બ્હેન !
પુણ્યાત્મા કો ગિરિપર વસે,—જો ! ભગવાં ધરી ચાલ્યો પ્હણે. ૧૭
જા તું એ ઋષિજનને યાચ ઔષધ કંઈ તુજ બાળક કાજ;
એહ સુણી કાલે તુજ પાસ આવી હું ધરી મ્હોટી આશ. ૧૮



"સત્ય એ તું વદ્યો કિસા ગોતમી !
પણ રાઈ ક્યહા જે મ્હને ગમી ?"
(પૃ ૧૯ કડી ૨૮)

Tricolor blocks made & printed at
The Gujarati Printing Press Fort Bombay 1

(દરશ)*
આશ ધરી મ્હોટી નાથ હું આવી ત્હારી સમીપ,
ક્રુર અનિલે હોલવ્યો પ્રગટાવવા મોંઘો દીપ. આશ૦ ૧૯
દેવ સરીખું દીપતું તુજ ભાળ વિશાળ
નિરખી હું આવીને ઉભી કંપમાના તુજ બાળ. આશ૦ ૨૦
આંસુ ઢાળીને ખસેડિયું શિશુમુખપટકૂળ,
લળી લળી તુજને પૂછિયું, 'ઔષધ કિયું અનુકૂળ ?' આશ૦ ૨૧
ને નાથ મ્હોટા ઓ ! ત્હેં મુને કાઢી તરછોડી નાહિં,
મીઠી મૃદુ નજરે રહ્યો નિરખી પ્રેમે તું કાંઇ. આશ૦ ૨૨
ધીરા કોમળ કરવડે સ્પર્શ કરીને તે વાર,
મુખપટ પાછું ઢાંકિયું, પછી કીધો ઉચ્ચારઃ— આશ૦ ૨૩
'બ્હેન ઉપાય બતાવું હું, દુઃખ તુજ રૂઝાય;
ને દુઃખ રૂઝે આ બાળનું;—પણ ઔષધ લાવ્ય. આશ૦ ૨૪
વૈદ્યે કહ્યું ઔષધ લાવતાં વૈદ્ય સોધે જે બાઈ !
સોધીને લાવ્ય તું કાળી કંઇ તોલો એક જ રાઈ. આશ૦ ૨૫
પણ જેજે બાઈ ! જે ઘર વિશે મૃત્યુ પામ્યું કો હોય,
માત, પિતા, સુત કે સુતા, દાસ દાસી વા કોય, આશ૦ ૨૬
તે ઘરથી નવ લાવતી રાઈકણ તું એક;
હેવી મળે કદી રાઈ તો,—ધન્ય તુજ કર્મરેખ.' આશ૦ ૨૭
(ઓવી.)
હેવું નાથ! વદા'તા તમો ખરે !—એમ યુવતી થઈ દીન ઉચ્ચરે;
અતિ મૃદુસાદે સ્મિત કરી નાથ ત્હાં દીધો ઉત્તર દયા અગાધમાં;
'સત્ય એ હું વદો કિસા ગોતમી ! પણ રાઈ કયહાં જે મ્હને ગમી?' ૨૮

* વૈદર્ભી વનમા વલવલે-એ ચાલ.

(ગરબી)*

"નાથ! ભટકી હું ઘર ઘર, ઉટજ ઉટજમાં રે;
આ વનમાં અને ઠેર ઠેર નગરમારગમાં રે. ૨૯
તાણી હઈડા સરીખો બાળ, બન્યો શીત અંગે રે;
માગતી દીન હું દ્વાર દ્વાર, બ્હીકી સુખભંગે રે. ૩૦
'કોઈ આપશો તોલો રાઈ, દાળી,—હું વીનવું રે,
આણી હૃદય દયા ઓ બાઈ!—કરમ્યું ફૂલ ખીલવું રે. ૩૧
અને હૃતાં જે'ને જે'ને ઘર, સર્વે એ આપી રે;
રંક જન પર રંકની મ્હેર નિરંતર વ્યાપી રે. ૩૨
પણ પૂછ્યું મ્હેં જેણી વાર—'કદી આ ઘરમાં રે
માઈ! કોઈ મુંઉ? નર, નાર, કે બાળચાકરમાં રે?' ૩૩
મળ્યો ઉત્તર તરત આ—'બ્હેન! શી વાત આ પૂછે રે?
ઘણા વહ્યા મરણને વ્હેણ, રહ્યાં અલ્પ પૂંઠે રે. ૩૪
ભરી શોકે દઈ આભાર દઈ રાઈ પાછી રે;
ચાલી આગળ બીજે દ્વાર, વિનંતિ યાચી રે. ૩૫
પણ ત્ય્હાં પણ ઉત્તર મળિયો,—'રહી આ રાઈ રે;
પણ દાસ હમારો પડિયો મરણમાં બાઈ રે.' ૩૬
કોઇ કહે વળી—'લ્યો આ રાઈ, પણ આ સદનમાં રે;
ગૃહનાથ ગયોછે બાઈ અકાલમરણમા રે!' ૩૭
કોઈ કહે—'રાઈ આ જે'ણુ વાવી તે વર્ષાવિરામે રે,
હજી લણવા વેળ નથી આવી, ને પ્હોંચ્યો સ્વધામે રે.' ૩૮
(વલણ)
નવ મળ્યું ઘર મુજને કહીં મૃત્યુ વિનાનું એક,—
ને થાકી પાછી હું વળી, પૂછવા સત્યવિવેક રે. ૩૯

* 'અમદાવાદ નામે આજ શહેર છે સારું રે'—એ ચાલ.

(ઢાળ)
સત્ય અર્થ હું સોધવા પાછી આવી ત્હારી પાસ;
નદીતટ દ્રાક્ષાકુંજ મૂકી શિશુ, ધાવે ન, ન કરે જે હાસ. ૪૦
દર્શન કરી તુજ ચરણ ચુમ્બીને પ્રાર્થન કરવા કાજે,—
ક્ય્હાં મળશે મુજને રાઈકણ જ્ય્હાં મૃત્યુ કદી નવ ગાજે. ૪૧
પણ, હાય મુજ બાળુડો હાવાં તો પડિયો હશે મૃત્યુ હાથ;
લોકે કહ્યું, ભય મુજ મન જે રહ્યું, સાચું પડયું તે નાથ!" ૪૨
(ચોપાઈ ત્રણ ચાલની)
પછી નાથ બોલ્યાછે વણ—"સત્ય તત્ત્વ તું પામી ઓ બ્હેન!
જડયું જે નાહિં કોઈ જનને, દેવા શાન્તિ મળ્યું તુજ મનને. ૪૩
કટુ અમૃત દિવ્ય જ એ તો, તુંને આપવા ધાર્યું'તું મ્હેં તો;
તુજ બાળ વ્હાલો તુંને હૂતો, એ તો મરણશરણ થઈ સૂતો ૪૪
તુજ હૃદયશય્યા પર કાલે,—ફરી જીવન એ નવ ઝાલે;
આજે જાણ્યું ત્હેં જગ આ વિશાળ તુજ દુઃખે ઢાળે આંસુધાર. ૪૫
અન્ય હૃદયોએ ભાગ લીધેલો શોક થાયછે હળવો વ્હેલો;
મુજ રક્ત રેડ્યેથી રોકાય તુજ આંસુડાં, તો હું આંહ્ય ૪૬
સદ્ય અર્પણ કરી દઉં બ્હેન! મુજ રુધિરનું રાતું વ્હેણ;
અને સોધી કાઢું તત્ત્વ ઊંડું, જેથી ઊકલે મહાદુઃખ ભૂંડું; ૪૭
જેહ દુઃખે કરી પ્રેમ મધુરો શોકરૂપ બની થાય અધૂરો;
અને જેહ મનુજ ટોળાંને હાંકી લઈ જાયછે બલિસ્થાને; ૪૮
મૂક આ પશુયૂથને જેમ પશુના નાથ, મનુજને તેમ;
રમ્ય કુસુમ અને તૃણભૂમિ ઓળંગાવી હાંકી જાય ચૂમી. ૪૯
પ્હોચાડે મહાબલિસ્થાનમાં તે તીવ્ર દુઃખ, જડયું જન્મ સાથે;
હું એ ગૂઢ તત્ત્વ ગોતું બાળ!-હવે શિશુને શ્મશાન પ્હોચાડ્ય. ૫૦

## (૪)

# સુજાતાની કથા

સિદ્ધાર્થ ગૃહત્યાગ પછી જુદાં જુદાં સ્થળે અનુભવો મેળવી, તપશ્ચર્યા સાધતો, કિસાગોતમીના પ્રસંગ પછી, છેવટે ફલ્ગુનદીના કિનારા પાસે આવ્યો ત્હાં તપશ્ચર્યા આદરી, કાલક્રમે ક્ષીણ, નિર્બળશરીર, બન્યો; એક વાર શરીરની નિર્બળતાથી મૂર્છિત થઈ ને પડ્યો. એક ભરવાડના છોકરાએ હેને દૂધ પાયું, તેથી કાંઈક સ્વસ્થ થયો.

બીજે એક દિવસે કેટલીક નર્તકીઓ પસાર થઈ ત્હેમના ગીતમાં સત્રવચન આ હતું:

"હમને સિતારના, નહિ ઊંચા નહિ નીચા હેવા, સ્વર મેળવી આપો; બહુ ઊંચા સ્વરે ખેંચેલા તાર તૂટી જાયછે અને સંગીત ન્હાશી જાયછે; બહુ નીચા સ્વરે રાખેલા તાર મૂક થાયછે, ને સંગીત મરી જાયછે."

આ નર્તકીના વચનોમાંથી બુદ્ધે બોધ લીધો અને તીવ્ર તપશ્ચર્યાનો તાર મધ્યમ બળનો રાખવાનો લાભ જોયો.

આમ તપ કરતા બુદ્ધની પાસે સુજાતા પોતાની માનતા માનેલી સફલ થવાથી શિશુપુત્રને લઈને આવેછે.

સેનાની નામના ધનવાન્ ગ્રામપતિની એ સ્ત્રી હતી, હેને પુત્ર ન હોતો. માનતા એમ માની કે પુત્ર થાય તો અહિં જંગલમાં વસેલા વનદેવતા જેવા બુદ્ધને ઉત્તમ ભોજન હું આપીશ.

આ પ્રસંગ ઉપર રચાયલી કથા આ છે.

"Light of Asia" સર્ગ ૬ ઠ્ઠામાં પંક્તિ ૧૧૬ થી ૩૦૧ સુધીમાં આ કથાભાગ છે.

---

## (૪)

## सुजातानी कथा

(ઢાળ)

ફલ્ગુસરિતાતીર વસતો ભક્તિથી ભરપૂર કો
ધનવાન ધણી એ ગામ કેરો, દયા ધારે ઉર જો. ૧

રંક જનનો બેલી એ, ગોયૂથ હેને ઘર ઘણાં;
સેનાની છે નામ કુળનું, ગામનું, ગોપેશના. ૨

સુખશાન્તિમાં જીવન ગાળે નિજ પત્નીની સંગ;
નામ સુજાતા હેનું સુન્દર, ચંપક કાયારંગ. ૩

નીલકમલસમ લોચન શીળાં, અનુપમ છે લાવણ્ય;
એહ ભૂમિમાં સુન્દર હેવી કો નારી નવ અન્ય. ૪

વિનયવડે એ સતી શોભતી, હેતભરી ને દીન;
વેણુ મધુર સહુ સંગે વદતી, દીપે વદન કુલીન. ૫

હસતું મુખ ધરતી જ સદા એ લલનામંડલરત્ન;
ગૃહસંસાર તણા સુખમાં નિર્ગમતી જીવન શાન્ત. ૬

શાન્તગૃહે વસતી જ સતી એ નિજ સ્વામીની સંગ;
પ્રેમપૂર્ણ જીવન પણ ખારું, પુત્ર વિના સુખભંગ. ૭

(વલણ)

સુખ જીવનમાં નવ ગણે પુત્ર વિના એ નાર;
જો, વ્રત, જપ, પૂજા બહુ કરે, સિદ્ધિ થાય કો વાર રે. ૮

(કામદા-લલિત)

ભક્તિભાવથી દેવદેવિયો, પ્રીતથી સદા પૂજે કૈં વીઓ!
લક્ષ્મી દેવીને પુણ્ય મન્દિરે પ્રાર્થતી સદા—પુત્ર અવતરે. ૯

કરી પ્રદક્ષિણા કોટિ વાર એ પ્રાર્થતી મહાદેવજીને;
કંઇ ધરાવતી નવેદ નવનવાં;—પુત્રરત્નની આશમાં હતાં. ૧૦

(સાખી દુહા)

અને માનતા માનતી માનિની મનમાં એમ—
પુત્રરત્ન જો સાંપડે, તો ભેટ ધરું સપ્રેમ. ૧૧
વનમાં વશિયો સાધુ જે દેવાંશી—રે! દેવ,—
હેને ભોજન ભાવથી અર્પુ હું તત્ખેવ. ૧૨
દેવો જે આરોગવા તલસે, હેવું પાન,
કનકપાત્ર ભરી અર્પું હું જ્યહાં એ તરુતળ ધરતો ધ્યાન. ૧૩

(ચોપાઈ ત્રણ તાલની)

અને અદ્‌ભુત બનિયું ત્યાંહિં, સુન્દર પુત્ર જનમિયો કાંઈ,
ત્રણ માસ તણો બાળ થાતાં, ચાલી આશ્રમ ભણી એ સુજાતા. ૧૪
ઉર આભાર ભરી ડગ ભરતી, બાલ હૃદયા સરસો ધરતી,
રાતી સાડીમાં શિશુને લપેટયો,—ન્હાનકડા ભુજ ઉર ધરી ભેટયો. ૧૫
નિજ ઉરનું એ આનન્દરત્ન, હાથે ઉરશું કરે કરી જત્ન;
અન્ય કર કરી ઉંચો સુરેખ શિર સ્થિર ટેકતી ભાર એક. ૧૬
પાત્રયુગલ તણો એ ભાર, માંહિ દેવકાજ આહાર;
દાસી રાધા સ્હામી આવી; બોલી ઉત્સુકતાથી વધાવી:— ૧૭
"બાઈ! ભૂમિ અધી મ્હેં વાળી, વૃક્ષે નાડાં દીધાં વીંટાળી;
જુઓ, જુઓ, બાઈ! પ્હણે બેઠા, દેવ પ્રગટ થયા વૃક્ષ હેઠા! ૧૮
પદ્મ-આસનવાળી બિરાજ્યા, જોડ્યા બે કર જાનુએ છાજ્યા;
દીપે ભવ્ય કપાળે જ્યોતિ, દિવ્ય નયન ઝગે સ્વર્ગમોતી. ૧૯
શાન્ત, નમ્ર, શા દીસે સાધુ, મહાપુરુષ તણું તેજ વાધ્યું;
હેવા દેવાંશી દિવ્ય દીપ, ધન્ય માનવ જાય સમીપ. ૨૦

(ગીતિ)

દિવ્યમહાત્માદર્શનકાજ સુજાતા સમીપ થરથરતી
આવી ભૂમિ ચૂમી, વદન નમાવી વિનંતિ મૃદુ કરતી. ૨૧

(દિંડી)

"અહો! કુંજવાસી સંત! અતિ પવિત્ર!
બેસહી દીનનો, અનાથનો તું મિત્ર!
શ્રેયદાતા! હું યાચું 'દાસી', દીન
દયા દાન; ધન્ય દર્શન જ નવીન. ૨૨
શુભ દહિં બનાવી લાવીં આજ તાજું,
અને દૂધ હસ્તિદન્તશું નવાજું;
રંક કેરી ભેટ આટલી સ્વીકારો;
અને સફળ થાવ જન્મ આ હમારો." ૨૩

(સોરઠા)

આમ વીનવી નાર કનકપાત્રમાં રેડતી;
દહિં દૂધની ધાર જુદાં જુદાં પાત્રમાં. ૨૪
સ્ફટિકપાત્રમાં શુદ્ધ સુગન્ધદ્રવ્યો ધારિયાં;
પ્રસન્ન કરવા બુદ્ધ કર પર મર્દન કંઈ કર્યાં. ૨૫
ભોજન કીધું ત્યાંહિં મૌન ધરીને સાધુએ;
દૂર આદરે કાંઈ ઊભી માતા હર્ષથી. ૨૬

(તોટક)

અતિ અદ્‌ભુત જો! ગુણ ભોજનનો,
બળજીવનયુક્ત જ સાધુ બન્યો;
ઉપવાસ ઉજાગર સ્વપ્નસમા,
કંઈ લુપ્ત થયા સઘળા ક્ષણમાં. ૨૭

(ગીતિ)

*શરીર સાથે આત્મા ભોજન મધુરા તણો શું ભોગી બન્યો!*
નવીન બળથી બળિયો બનીને ઊંચે વિહારજોગ થયો. ૨૮
અપાર મરુભૂમિ પરે ઊડી ઊડી જ પંખી થાકી જતું;
ઝરણું સહસા દેખી સહર્ષ ધોઈ શરીર સ્વચ્છ થતું. ૨૯
હેવા પંખી સરિખો બુદ્ધદેવનો પ્રસન્ન આત્મ બન્યો;
દિવ્ય સત્યની ભૂમિ ભણી ઊડવા થયો સમર્થ ઘણો. ૩૦
પ્રભુને વદને અધિકી દીપ્તિ અને ગૌરતા ત્યહાં નિરખી;
અધિક ભક્તિથી ભીની જુવે સુજાતા, અને પૂછે હરખી:–૩૧

(સોરઠા)

"સાચે શું છો આપ દેવ અવનિમાં ઊતર્યા ?
મુજ આનન્દ અમાપ, પ્રસન્ન જો મુજ ભેટથી." ૩૨

બુદ્ધ વદે:–"ઓ બાઈ અદ્‌ભુત ભોજન ક્યહાંથી તું;
લાવી ભાવે આંહિ, નવીન જીવન અર્પતું ? ૩૩

(કટાવ)

વદે સુજાતા, પુત્રની માતા, ભરી ઉલાસે:–"નાથ સુણોજી; ગોયૂથો મુજ પતિના ઘરનાં, ત્હેમાં થકી સો ગાયો સોધી, નવ-પ્રસૂતા; દૂધ એહનાં પાઈ પોષી પચાસ બીજી, સુન્દર ધેનુઃ દૂધ; એહનું પચીસ બીજી, ગૌને પાયું; પચીસ કેરું બીજી બારને પ્રેમે પાયું; એહ બારનું યૂથ માહેંની ઉત્તમ ખટ ધેનુને અર્પ્યું; એ ધેનુનું દૂધ ઊંકાળ્યું રૂપા કેરા લોટા મધ્યે; અને પછી મ્હેં, શુદ્ધ બીજને વીણી વીણી મોતી કેરા દાણા સરખા તાંદુલ લઈને, નવ ખેડેલી ભૂમિ મધ્યે, પ્રથમ થકી ઊગાડી લણેલા ચોખા ઓરી, પાયસ રાંધી અત્ર ધરાવ્યો; ધન્ય ધન્ય મુજ જીવન, પ્રભુને આજે ભાવ્યો!"–વદે સુજાતા એમ ઉલાસે. ૩૪



લાવ પાલવ ભાવે
પ્રભુએ ધીરે ખશેડિયો;-શિશુ અગૂઠો ધાવે,—
સુન્દર બાળ નિહાળિયો
(પૃ ૨૭ કડી ૩૭)

Tricolor blocks made & printed at
The Gujarati Printing Press Fort Bombay |

( કામદા-લલિત )

"અરપિયું પ્રભુ! ભોજ્ય મ્હેં ખરે
શુદ્ધ ભાવથી આ તરુ તળે
માની માનતા ઊંડી આશથી:—
પુત્ર સાંપડે જો મ્હને કદી, ૩૫

કુંજવાસી આ સંતને નવી
હર્ષચિહ્ન કો ભેટ અર્પવી;
કુળ ઉધારતો પુત્ર પામી હું,
સુખનદી વહી, દુઃખ વામી હું." ૩૬

( દેશી ) 'ભૂલ્યો મન ભમરા'-એ ચાલ.

સુન્દર બાળ નિહાળવા લાલ પાલવ ભાવે
પ્રભુએ ધીરે ખસેડિયો;-શિશુ અંગૂઠો ધાવે;—
સુન્દર બાળ નિહાળિયો. ૩૭

ન્હાનકડા શિર પર પછી મૂકયા કર બુદ્ધદેવે,
જે કર સકલ જગતના જનને દેશે આશ્રય પ્રેમે;
સુન્દર બાળ નિહાળિયો. ૩૮

આશિષ દઈ નાથ બોલિયા:—"લાંબું સુખ ભોગવજે!
જીવનદુખના ભારને વહી નાંખજો સ્હેજે
સુન્દર બાળક તાહરો! ૩૯

આશ્રય મુજને અન્નનો આપ્યો બ્હેન! ત્હેં આજે;
હું નથી દેવ કો સ્વર્ગનો, હું તુજ બાન્ધવ સાચે;
સુન્દર બાળ નિહાળું હું. ૪૦

પૂર્વાશ્રમે રાજપુત્ર હું, આજે ભટકું સુદૂર,
રાત્ય દિવસ ખટ વર્ષથી ગોતું જ્યોતિ હું ગૂઢ,
સુન્દર તુજ બાળક સમો; ૪૧

કોક સ્થળે જ્યોતિ ઝળકતો કરવા તિમિરવિનાશ
માનવજનનાં હૃદયમાં, પ્રગટે જ્ઞાનપ્રકાશ,
સુન્દર આ શિશુ પેઠ જો. ૪૨
સુન્દર ભગિની! જીવાડિયો આપી ભોજન મીઠું,
તે પૂર્વે કાયા નિર્બળી લથડી ગઈ ત્યહાં મ્હેં દીઠું
દર્શન એ દિવ્ય જ્યોતિનું!
સુન્દર આ બાળક સમું.'' ૪૩

(સોરઠા)
આમ વદીને નાથ પ્રશ્ન પ્રેમથી પૂછતા;
''બ્હેન! કહે, પણ, આજ, જીવન સુખમય તું ગણે? ૪૪
જીવન જીવી એમ સુખમાધુર્ય તું ભોગવે?
જીવન ને વળી પ્રેમ એ બે તું બસ માનતી?'' ૪૫

(વલણ)
''પ્રેમ અને જીવન ત્હને પૂરાં લાગે માત્ર?''
એ પ્રશ્ન સુણી ઉત્તર દિયે દીન ભાવની સાથ રે. ૪૬

(ઢાળ)
દીન ભાવે વદે વનિતા—''પૂજ્ય ઓ ભગવાન?
ઉર મ્હારું આ ન્હાનકડું તે ગ્રહે શું ભાર મહાન! ૪૭
વિશાળ ખેતર ભીંજવે નવવર્ષાબિન્દુ થોડાં,
તેહ બિન્દુ ભરી દેતાં કુમુદપુટનાં મ્હોડાં. ૪૮
મુજ નાથ કેરી કૃપામાં, ને આ શિશુના સ્મિત માંહિં,
જીવનરવિનું તેજ મુજને પુરતું લાગે આહિં. ૪૯
ઘરસંસારતણા વ્યવહારે આનન્દમાં સુખ ગાળું;–
સૂર્ય ઊગમતાં વ્હેલી ઊઠી દેવસ્તવન ઉચ્ચારું. ૫૦
ભિક્ષાદાન દઉં, ને તુલસી ક્યારો સીંચું જળથી,
નિત્યકર્મ દાસીજન મધ્યે સોંપું પછી હું કળથી; ૫૧

મધ્યાન્હે મુજ નાથ પઢિતા શિર ધરી મુજ ઉત્સંગે,
વાયુ ઢાળું વીંજણાએ, ગીતો ગાઉં ઉમંગે; ૫૨
શાન્ત સન્ધ્યાકાળ થાતાં ભોજન પીરસું પ્રીતે,
સમીપ ઊભી જમતા નિરખું નાથને એ રીતે. ૫૩
દેવદર્શન જઈ, કરું સખિયોશું ગોષ્ઠી ભાવે,
ત્યહાં તારકગણના દીપ રૂપેરી પ્રગટે, નિદ્રા લાવે. ૫૪
આમ નિરંતર સુખસરિતામાં કેમ ન જાઉં તણાતી ?
ને મુજ નાથને સ્વર્ગ અપાવે પુત્ર ધર્યો એ છાતી. ✓ ૫૫
શાસ્ત્ર વદે છે–પથિક કાજ જે છાયાવૃક્ષો રોપે,
વાપીકૂપ ખણાવે તૃષિત જન કાજ, તો દૈવ ન કોપે; ૫૬
પુત્રરત્ન પામે જે નર તે મરણ પછી શુભ પામે,
શાસ્ત્ર વદે તે હું શ્રદ્ધાથી માનુંછું નમ્ર ભાવે; ૫૭
વૃદ્ધો મ્હોટા વદે તે થકી વધૂ થાઉં નવ શાણી,
દેવો સંગે વાર્તા કરતા વેદમન્ત્રના જ્ઞાની; ૫૮
પુણ્ય અને મોક્ષ તણા પંથો જે'ને પ્રત્યક્ષ વાત,
હેવા વૃદ્ધો આગળ હું તે નાથ ! કહો કોણ માત્ર ? ૫૯

વલણ

કોણ માત્ર હું બુદ્ધિમાં હેવા ઋષિજન આગળે ?"
ને વળી સુજાતા દીનતાની ગીતા સુણવે તે સ્થળે રે. ૬૦

(ચોપાઈ ત્રણ તાળની)

વદે દીન ભાવથી સુજાતા હેના દીન જ્ઞાનની ગાથા;–
"નાથ ! જાણું વળી એક સત્ય,–ફળે શુભ થકી શુભ નિત્ય; ૬૧
અને ભૂંડાનું ફળ છે ભૂંડું; એહ નીતિબીજ છે રૂડું;
સર્વ જનને એ ન્યાય છાજે, સર્વ કાળે સર્વ સ્થળ, સાચે; ૬૨
મીઠાં મૂળનાં ફળ છે મીઠાં, વિષમૂળનાં વિષફળ દીઠાં:
દ્વેષભાવથકી દ્વેષ પ્રગટે, સ્નેહભાવે મળે મિત્ર જગતે; ૬૩

ધૈર્ય સહન કર્યે શાન્તિ ફળશે;--આમ આ જીવનમાં મળશે;
તો શું મરતાં નિર્મિતકાળે અહિં જેવું ન શુભ ફળ ત્હારે ? ૬૪
અરે, ત્હારે અધિક ફળ રૂડું મળે, માનું એ સત્ય જ ઊંડું;
—એક કણ તાંદુલનો વાવ્યે, શતકણધર ઊગી આવે.” ૬૫
(લલિત)
મધુર એહવાં જ્ઞાનગીતથી, સરલ સુન્દરી શુદ્ધ ચિત્તથી,
રીઝવતી હતી બુદ્ધનાથને, શ્રવણ જો કરે ધ્યાન સાથ તે. ૬૬
કરુણ ભાવના સંભવો ગણી, યુવતિ સત્વરે અન્ય ત્હાં ભણી;
તહિં ઊકેલિયું જ્ઞાનપોથીનું અવર પાનું એ સત્ય જ્યોતિનું. ૬૭
(ગરબી)*

નાથ ! તદપિ હું જાણું—“ જીવનમાં ભર્યાં
હૃદય ચીરતા વિધવિધ દુઃખ પ્રસંગ જો,
સહન કરંતાં ધીરજ તૂટી ત્હાં પડે,
કોમળ હઇડાં સહજ પામતાં ભંગ જો;
નાથ ! હું જાણું જીવન સુખદુખરંગિયું. ૬૮
બાલુડો મુજ મ્હેલી જો ચાલ્યો જશે,
હઇડું મ્હારું સદ્ય જશે ફાટી અરે !
પ્રાણ તજી, મુજ બાળક ઉરશું ધારીને,
સ્વર્ગે વાટડી પતિની જોઈશ હું ખરે;
નાથ ! હું જાણું જીવન સુખદુખરંગિયું. ૬૯
પતિની પૂર્વે સ્વર્ગે વાસ સતી કરે,
કેશે કેશે ગણવાં વર્ષ કરોડ જો;
દેવલોકમાં વાસ પતિનો, એટલો,
વેદ વદે ને સ્મૃતિ એ વચન અમોલ જો;
નાથ ! હું જાણું જીવન સુખદુખરંગિયું. ૭૦

* (ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ ચાલ)

તો નવ ભીતિ ઉર ધારું હું જો જરી,
જીવન સુખમાં સરકાવું રસભેર જો;
ને દુઃખી જન, દીન, દુષ્ટ કે પાપીનાં,
જીવન નવ અવગણતી હું કો પર જો;
નાથ ! હું જાણું જીવન સુખદુખરંગિયું. ૭૧
હું તો પુણ્ય જણાતો પંથ જ આદરું,
દીન ભાવથી સેવું ધર્મ સદાય જો;
શ્રદ્ધા રાખું અટળ હૃદેમાં આટલી—
અવશ્ય ભાવિ સુખકર અંતે થાય જો;
નાથ ! હું જાણું જીવન સુખદુખરંગિયું.' ૭૨

ગીતિ

બુદ્ધદેવ તવ વદતાઃ—"બોધ દિયે તું અમોલ બોધકને,
જ્ઞાની જનથી અદકું સરળ જ્ઞાન તુજ ખરે સમર્થ બને. ૭૩
જ્ઞાન વિના તૃપ્ત થજે, આમ પુણ્યને સુધર્મપથ જાણી;
કોમળ કુસુમ ! તું વધજે શાન્ત છાયમાં સદાય સુખ માની. ૭૪
મધ્યાહ્ન સમય કેરું સત્યસૂર્યનું જ તેજ ઝળહળતું,
કોમળ અંકુર કાજે નવ ઘડિયું, એ ભલે રહે બળતું. ૭૫
મુજ ચરણો પૂજંતી તું, તુજ ચરણો હું પૂજતો આજે;
શુદ્ધહૃદય તું સરલા, અજાણતાં જ્ઞાનકૂપ તું સાચે. ૭૬
પ્રેમતણા જ પ્રભાવે સરલ કપોતી પળે જ નિજ માળે,
તેમ તું ભક્તિબળથી લક્ષ્યસ્થાને જઈશ, ઓ બાલે ! ૭૭
સુખશાન્તિ વિશે જીવન વીતો તુજ નિર્મળું સદા ક્ષેમે;
તુજ સિદ્ધિ સમી સિદ્ધિ મુજને મળજો,—હું ઇચ્છું એ પ્રેમે. ૭૮
જે'ને ઈશ્વર ધાર્યો ત્હેં, તે તુજને જ વીનવે આજે,—
આશિષ દે મુજને તું—'સિદ્ધિ મળો' સઘ વિશ્વસુખકાજે." ૭૯

વલણ

આશિષ માગે બુદ્ધ એ દીન સુજાતા પાસ,
જો ! સિદ્ધિ મળશે સત્વરે, થાશે ધર્મવિકાસ રે. ૮૦

ચોપાઈ ત્રણ ચાલની

'મળો સિદ્ધિ !' વદી ત્ય્હાં સુજાતા, દિવ્ય બાલકની દીન માતા—
ઢાળી ઉત્સુક નયનો નિરખે નિજ બાળને માડી હરખે; ૮૧
બાળ નાઝુક કર લંબાવે, બુદ્ધ દેવને સ્પર્શે ભાવે;
જ્ઞાન અદકું શિશુજન ધારે, આપણે જે ન જાણ્યું લગારે; ૮૨
ભાવિદર્શન શિશુનાં હેવાં, સમ્મા સંબુદ્ધ થાશે કે'વા !
નાથ ઊઠ્યા ત્ય્હાં સબળ શરીરે, બળ પ્રેર્યું'તું સુન્દર ક્ષીરે; ૮૩
અને કીધો પદસંચાર, વૃક્ષ મ્હોટું હતું જે ઠાર,—
બોધિતરુ, વિશ્વવિખ્યાત થાશે જેહ નાથતણા જ પ્રકાશે, ૮૪
એહ વૃક્ષ હેઠ સત્ય જ્યોતિ થાશે પ્રગટ નાથને ગોતી;
ચાલ્યા દઢ, ગૌરવભર, નાથ; લોકો ! ઉચરો જયજયનાદ ! ૮૫

## (૫)

# બુદ્ધનું પ્રલોભન

આ કથાભાગ Light of Asia, સર્ગ ૬ પં. ૩૩૨ થી ૪૯૭ માં છે. સુજાતાની કથા પં. ૩૦૧ આગળ પૂરી થઈ. તે પછી ૩૧ પં. મૂકી દઈને આ 'પ્રલોભન'નો આરંભ લીધો. એ ૩૧ પંક્તિઓનો સાર આ પ્રમાણે છેઃ-

એ વૃક્ષની વિશાળ છાયામાં બુદ્ધદેવે પ્રવેશ કર્યો તે ક્ષણે પૃથ્વીને હેતુ જ્ઞાત થયું અને આન્દોલન કરતા ઘાસ વડે અને એકાએક ફૂટી નીકળતાં પુષ્પો હેના ચરણમાં વેરીને, પૃથ્વીએ પૂજન કર્યું; વનવૃક્ષોની ડાળીઓએ વાંકી વળીને હેને છાયા આપી; નદીમાંથી જળદેવતાના કમલગન્ધિ ઉચ્છ્વાસ વહન કરતા અનિલો વ્હેવા લાગ્યા; ચિત્તા, વરાહ, હરણ વગેરે વનપશુઓ એ સન્ધ્યા સમયે શાન્તિમય બની ગુફાઓ અને ઝાડીમાંથી આશ્ચર્યચકિત નયનો વડે બુદ્ધદેવના સૌમ્યવદનને નિહાળી રહ્યાં; દરમાંથી નીકળીને વિષમય સર્પ નાથના સત્કારાર્થે ફણા નચવતો વર્તુલાકાર થયો; તેજસ્વી પતંગિયાં, નીલ, હરિત, અને કનકના રંગનાં, હેના વ્યજનધારી બનીને ઉડવા લાગ્યાં; વિકરાળ શમળી, પોતાનો શિકાર ફેંકી દઈને, ચીસ પાડવા લાગી; અટાપટાવાળી ખિસકોલીઓ તરુશાખાઓમાં આમતેમ કૂદીને નિરખવા લાગી; સુગ્રી પોતાના લટકતા માળામાંથી ચીંચીં કરવા લાગી; ઘરોળી દોડવા લાગી; કોકિલા પોતાનું ભજનગીત ગાવા લાગી; કબૂતરો ટોળે મળી વીંટાઈ વળ્યાં; જમીન ઉપર પેટે ચાલતાં જન્તુઓ પણ જાણી ગયાં; અને પૃથ્વી અને આકાશમાંથી આનન્દપૂર્ણ અવાજો એક સ્વરે ગીતમાં શામેલ થયા; સાંભળવાની યોગ્યતા-વાળા શ્રવણોને એ ગીત પ્રત્યક્ષ થયું; એ ગીતની વાણી આમ હતીઃ-

"નાથ! બન્ધુ! પ્રેમમૂર્તિ તારક! ક્લેશને અને મદને, તૃષ્ણાઓને અને ભયશંકાઓને જીતનારો તું! હમારા પ્રત્યેક અને સર્વના હિતાર્થે ત્હેં પોતાનો પિંડ સમર્પ્યોછે; એ વૃક્ષની

પ્રતિ પ્રયાણ કર્યું. દુઃખિત જગત ત્હને આશિષ દે છે; જગતની વેદનાઓને શાન્તિદાન કરનારો બુદ્ધ તું છે. હે માન્યવર! ત્હને નમસ્કાર! તું કમણ કર્યું, હમારે અર્થે ત્હારો અન્તિમ પ્રયાસ કર્યું; હે રાજા! હે મહાવિજયી! ત્હારે માટેની નિર્મિત પળ આવીછે; યુગ યુગ જે'ની પ્રતીક્ષા કરતા હતા તે આ રજની આવીછે!"

પછી હમારા નાથે એ વૃક્ષની નીચે આસન લીધું તે જ ક્ષણે રાત્રિ પડી.

આ પછી પ્રલોભન કથાનો આરમ્ભઃ "તિમિરનો પ્રભુ, માર, વિમાસતો" ઇત્યાદિ.

[ આરમ્ભમાં વૃક્ષની વિશાળ છાયાનું વર્ણન મૂળમાં આમ છેઃ–

Cloistered with columned dropping stems
and roofed

With vaults of glistening green.

એ ઉપરથી તો વડવાઈયોની બનેલી ખંડપરંપરા, ઉપર લીલા વર્ણની છત્રછાયા,–એ લક્ષણો જોતાં આ બોધિતરુ તે પીપળો નહિં, પણ વડ જણાયછે. ગૌતમબુદ્ધનો તરુ અશ્વત્થ છે તે પીપળો કે વડ?]

એ "માર, પોતાના તપભંગ કરનારી સેના વડે બુદ્ધને ભંગાણ પાડવાને અનેક પ્રયત્નો કરેછે, પણ નિષ્ફળ થાયછે, અને બુદ્ધ વિજયી થઈ सम्मासंबुद्ध બનેછે. મારનો ભૂતગણ ભડકીને સરી જાયછે; અને

ક્ષિતિજે શશી ડૂબતો

ત્હાર્યાં વહી મૃદુ સમીરની લહરી,—

ને નાથ બન્યા તે ક્ષણ

सम्मासंबुद्ध,—ધન્ય એહ ઘડી!

[ 'બુદ્ધનું પ્રલોભન'–એ વસ્તુતઃ મહારૂપક (allegory) છે; હેમાં બુદ્ધના હૃદયમાં અનેક ભાવોનું તુમુલ જામેલું અને અન્તે તે ઉપર વિજય મેળવીને બુદ્ધને પૂર્ણ જ્ઞાનનું દર્શન થયું;– એ પ્રસંગને લૌકિક પ્રસંગો, કલ્પિત ભૂતડાં વગેરેની મૂર્તિયોના રંગીન ચિત્રનું સ્વરૂપ બૌદ્ધ ગ્રન્થોમાં અપાયુંછે;–એમ Rhys Davids ( Buddhism pp. 36–38 ) માં સમર્થ રીતે બતાવેછે. એ કથાવૃત્તાન્તોને

"The wildest legends in which the very thoughts passing through the mind of Gautama appear in gorgeous descriptions as angels of darkness or of light" કરીને કહેછે; અને કહેછે:–

"Unable to express the struggle of his soul in any other way, they represent him as sitting sublime, calm, and serene during violent attacks made upon him by a visible Temptor and his wicked angels."

પરંતુ આ વર્ણનોનો બચાવ પણ આપેછે:—

To us, now, these legends way appear childish or absurd, but they are not without a beauty of their own; and they have still a depth of meaning to those who strive to read between the lines of these, the first half-inarticulate efforts the Indian mind had made to describe the feelings of a strong man torn by contending passions."

આ કથાઓનું રૂપ અક્ષતવત્ સાચવીને Light of Asia માં આ પ્રસંગવર્ણનને કવિત્વદર્શનથી સબળ રીતે એડ્વિન આર્નોલ્ડે ચિત્ર રંગ્યુંછે.

## बुद्धनुं प्रलोभन

(દ્રુતવિલમ્બિત)

તિમિરનો પ્રભુ, માર, વિમાસતો—
જગતતારક બુદ્ધ જ આ ખરો;
પ્રગટ જ્યોતિ થશે ઉર એહને,
જગત ઉદ્ધરશે પછી તે-બળે. ૧
ઘડી અચૂક જ આવી સમીપ એ
નિરખી માર પ્રવૃત્ત થતો હવે;
પ્રબળ જે દળ ભૂતતણું બધું,
દઈ જ શાસન સજ્જ ત્યહાં કીધું. ૨

(દોહરો)

મારતણી આજ્ઞા સુણી ભુતડાં આવ્યાં ધાઈ,
ઝૂઝે જે નિત્ય જગતમાં જ્યોતિ સંગે આંહિ; ૩

(ચોપાઈ ત્રણ તાલની)

આવ્યાં ધાઈને દસ પાપ,
જે'નું બળ જગમાં છે અમાપ;
યોદ્ધા મારતણા એ મહાન,
એ તો તિમિરતણા રાજન. ૪
આવ્યો પ્હેલો ત્યહાં આત્મવાદ,
જે'ના વિશ્વ વિશે ઉન્માદ;
'હું—મ્હારૂં' કરંતો ઉચ્ચાર,
કરે સર્વત્ર જે સંચાર;
વિશ્વદર્પણમાં નિજરૂપ
મુગ્ધ બની જે નિહાળે અનુપ; ૫
"અન્ય સર્વ ભલે પામો નાશ,'
કહેતો, "હું એ સનાતન ભાસ".

બોલ્યો: "જો હોય તું એ જ બુદ્ધ,
ભલે વિશ્વ રહે ને અશુદ્ધ; ૬
છો ને અન્ય ડૂબે અન્ધકારે,
શિદ દુઃખ ખમી વિશ્વ તારે?
'તું' તે 'તું' છે એક અટળ,
એ જ માની લે તુજ બળ; ૭
ઊઠ્ય, અમરોતણું સુખ સાધ્ય,
જે'ને ચિન્તા કે શ્રમનો ન બાધ."
આમ વચન આત્મવાદ બોલ્યો,
તોય બુદ્ધ ન ડગિયો ન ડોલ્યો. ૮

(અનુષ્ટુપ્)
બુદ્ધ કહેઃ–ત્હારી વાણીમાં સત્ય ભાગ દીસે છ જે,
નીચતાનો તહિં ગન્ધ; ન રુચે સત્ય એ મ્હને; ૯
અને હેનો અતથ્યાંશ દુઃખરૂપ સદા બને;–
વઞ્ચના કર્ય ત્હેની તું ન્હાતા જે નિજ આત્મને. ૧૦

(ઢાળ)
પછી પ્રગટ્યું ભૂત ત્ય્હાં વિચિકિત્સા જે'નું નામ,
શ્રદ્ધાશિલ ડગાવતો, એ હેનું નિરન્તર કામ. ૧૧
હુશી કાઢે સર્વને કરીઁ સત્યતણો જ નિષેધ;
નાથ-શ્રવણે રેડતી એ ભ્રાન્તિ તણો નિજ વેદઃ– ૧૨
"મિથ્યાભાસી વિશ્વ આ, ને મિથ્યાત્વજ્ઞાન જ વ્યર્થ,
આત્મના આભાસ પાછળ શિદ દોડે તું નિરર્થ? ૧૩
ધીરપણે ગણ્ય તુચ્છ જગતને, એ છે ઉત્તમ પંથ,
નથીઁ ઉદ્ધાર મનુજનો કદીઁ એ, કર્મનું ચક્ર અનન્ત." ૧૪
નાથ વધાઃ–"સંબન્ધ તુજશું રાખવો નવ માહરે;
વિચિકિત્સા દુષ્ટા ઓ કપટી તું મનુજરિપુ માનું ખરે." ૧૫

પછી પ્રગટ્યું ભૂત એક જ કારમું ધરી રૂપને,
જેના બળે કંઈ વિવિધ પંથો ધર્મના સબળા બને; ૧૬
ધરે રૂપ મનોહરું કો દેશમાં શ્રદ્ધા તણું;
પણ ગારુડીના ખેલ સરખું કર્મકાણ્ડ કરે ઘણું; ૧૭
નરક-દ્વારો બંધ કરીને સ્વર્ગ-દ્વારો ખોલતી,
કૂંચી જેના હાથમાં, એ જાદુગર અદ્ભુત અતિ; ૧૮
નામ શીલવ્રતપરામર્શ જ કહ્યુંછે એહનું;
એ બુદ્ધને ઉદ્ધત વચનથી ચેતવે આ ક્ષણ ઘણું:- ૧૯
"ધૃષ્ટતા શી આદરી ત્હેં વેદના ઉચ્છેદની ?
દેવો ખસેડી સ્થાનથી મન્દિર કરીશ ખાલી વળી ? ૨૦
બ્રાહ્મણોનાં ઉદર ભરતો, રાજ્યને સ્થિર રાખતો,
કર્મમાર્ગજ તોડવાને ધૃષ્ટ, શું થાશે છતો ?" ૨૧
બુદ્ધ ઉત્તર ત્યહાં દિયેઃ-"તું રક્ષવાનું જે કહે,
તે બાહ્યરૂપ નકામું છે, એ નાશ પામે નિશ્ચયે; ૨૨
રૂપથી નિરપેક્ષ સત્ય જ, સ્થિર રહે ચિરકાળ તે,-
"જા ધૂર્ત ! પાછો તિમિરલોકે વાસ કરજે તું હવે." ૨૩

(વલણ)
'તિમિરલોકે વશ્ય જઈ'-એમ વદંતા નાથ;
પછીં આવ્યો એક બીજો ત્યહાં બુદ્ધશું ભીડવા બાથ રે. ૨૪

†(ગરબી)
આવ્યો નાથ સમીપે રે પ્રલોભક જો પૂરો,
સર્વ રાગનો રાજા રે, કામદેવ એ ભૂંડો; ૨૫
જેની આણ પ્રવર્તે રે મનુજ ને દેવ પરે,
અધિષ્ઠાતા એ પ્રેમનો રે, વિલાસોમાં રાજ્ય કરે. ૨૬

† 'શીપ સારૂ દેછે રે'-એ ચાલ.

આવ્યો હસતો હસતો રે બોધિ વૃક્ષની આગે,
ધારી ચાપ કનકનું રે કુંપળ વીંટી સહુ જાગે; ૨૭
પ્રેમ જ્યોતની જ્વાળા રે ઝરંતાં પુષ્પતણાં,
ઘડ્યાં શર, જે વીંધે રે હૃદયને તીક્ષ્ણ ઘણાં. ૨૮
એહ નિર્જન સ્થળમાં રે મદન સંગે આવે
વૃન્દ સુન્દરી કેરું રે વિલાસો ધરી ભાવે; ૨૯
દિવ્ય નયનો નચવતી રે, અધર લસતા ધારી,
ગાતી પ્રેમનાં ગાનો રે મધુરરવ સહુ નારી; ૩૦
અણદીઠાં વાદ્યો એ ગાન સંગ સ્વર મેળે;
મન્ત્રમુગ્ધ બન્યું જગ રે ગાન એહ જ્યહાં રેલે; ૩૧
થોભી રજની એ સુણવા રે, સુણંતા તારલિયા
અને ચન્દ્ર જ થોભ્યા રે ગગનપથ સ્થિર ઠરિયા. ૩૨
હેવા મધુરા નાદો રે શ્રવણમાં રેડીને,
ખોયાં સુખનાં સ્મરણ હે રે બુદ્ધને છેડીને. ૩૩

† (ગરબી)

" મર્ત્ય માનવ ઓ અજ્ઞાન! વિપથ તું કાં ભમતો ?
રત્ન ન મળે રમણીસમાન, રસે તું ન કાં રમતો ? ૩૪
સુરભિ રમણી-ઉર મંડળ સરીખું ન મળે રત્ન અમૂલ રે
ત્રિભુવનમાં, તે કેમ ન સેવે? વ્યર્થ ગુમાવે નૂર;
વિપથ તું કાં ભમતો ? ૩૫
લલનાની મોહન મૂર્તિ થકી સંગીત ઝરે મીઠું રે
લલિત અંગની રેખરેખથી, અધિક શું એ થકી દીઠું?
રસે ન તું કાં રમતો? ૩૬

† 'અલબેલી રે અંબે માત'—એ ચાલ.

હૃદય હૃદય સંવાદ મચાવે સૌન્દર્ય અકથ્ય હેતું રે,
રુધિર રંગેરંગ ઊછળી ઊછળી તાલ જ દે ત્હાં હેતુ!
વિપથ તું કાં ભમતો ? ૩૭

એ સંગીતતણા સ્વર સુણીને મન ડગતું તત્કાળ રે,
સત્ય સ્વર્ગસુખ ત્હાં જ નિરખીને જડપે ભારી ફાળ,
રસે ન તું કાં રમતો ? ૩૮

એ સુખદાન મદન દે અનુપમ, ભોગ એહ અણખૂટ રે;
અણગણ દુ:ખ સહી મેળવવો મદનદુર્ગનો કૂટ;
વિપથ તું કાં ભમતો ? ૩૯

રમણી ભુજબન્ધનમાં પૂર્યો રસિક સુરક્ષિત ભમશે રે;
જીવનનાં સહુ દુઃખ વીસરશે, સુખસરિતામાં રમશે;
રસે ન તું કાં રમતો ? ૪૦

જીવન સઘળું સુખનિઃશ્વાસે દ્રવતું સરતું જાશે રે,
રમણીના સહવાસે, કહો પછી રસિક દુખી કેમ થાશે?
. વિપથ તું કાં ભમતો ? ૪૧

ચુમ્બન એક અમોલું મળતાં મળતું જ્યહાં જગરાજ્ય રે,
રસિક-ઉરે પછી દુઃખ વસે ક્યહાં ? મદનવિજય છે આજ,
રસે તું રૂડે રમતો.” ૪૨

( શિખરિણી )

મીઠાં ગીતો ગાતી, લલિત ભુજવલ્લી નચવતી,
બધી એ બાળાઓ તરુતટી સમીપે પછી જતી,
અનંગજ્યોતેથી નયન મધુરાં દીપિત ધરી,
કરંતી એ નૃત્યો સ્મિત લલિત ને લોભન કરી, ૪૩
વિલાસી નૃત્યે એ ચપલ મૃદુ અંગો પ્રગટતી,
વળી સંતાડે એ લહરિ રસની ઉજ્જ્વલ અતિ.



મીઠાં ગીતો ગાતી, લલિત ભુજવલ્લી નચવતી,
બધી એ બાળાઓ તરુતણી સમીપે પછી જતી.
(પૃ. ૪૦. કડી ૪૩)

હૃદય હૃદય સંવાદ મચાવે સૌન્દર્ય અકથ હેતું રે,
રુધિર રગેરગ ઊછળી ઊછળી તાલ જ દે ત્ય્હાં કે'તું!
વિપથ તું કાં ભમતો ? ૩૭

એ સંગીતતણા સ્વર સુણીને મન ડગતું તત્કાળ રે,
સત્ય સ્વર્ગસુખ ત્ય્હાં જ નિરખીને ઝડપે મારી ફાળ,
રસે ન તું કાં રમતો ? ૩૮

એ સુખદાન મદન દે અનુપમ, ભોગ એહ અણખૂટ રે;
અણગણ દુઃખ સહી મેળવવો મદનદુર્ગનો કૂટ;
વિપથ તું કાં ભમતો ! ૩૯

રમણી ભુજબન્ધનમાં પૂર્યો રસિક સુરક્ષિત ભમશે રે;
જીવનનાં સહુ દુઃખ વીસરશે, સુખસરિતામાં રમશે;
રસે ન તું કાં રમતો ? ૪૦

જીવન સઘળું સુખનિઃશ્વાસે દ્રવતું સરતું જાશે રે,
રમણીના સહવાસે, ક્‌હો પછી રસિક દુખી ક્યમ થાશે!
. વિપથ તું કાં ભમતો ? ૪૧

ચુમ્બન એક અમોલું મળતાં મળતું જ્ય્હાં જગરાજ્ય રે,
રસિક-ઉરે પછી દુઃખ વસે ક્ય્હાં ? મદનવિજય છે આજ,
રસે તું રહે રમતો." ૪૨

( શિખરિણી )

મીઠાં ગીતો ગાતી, લલિત ભુજવલ્લી નચવતી,
બધી એ બાળાઓ તરુતણી સમીપે પછી જતી;
અનંગજ્યોતેથી નયન મધુરાં દીપિત ધરી,
કરંતી એ નૃત્યો સ્મિત લલિત ને લોચન કરી; ૪૩
વિલાસી નૃત્યે એ ચપલ મૃદુ અંગો પ્રગટતી,
વળી સંતાડે એ લહરિ રસની ઉજ્જવલ અતિ.

ખીલી ના ખીલી કો કુસુમ કળિયો જેમ ગળકી,
પ્રકાશે રંગોને, હૃદય તદપિ એ છુપવતી. ૪૪

(ખરું હરિગીત)

અનુપ લલિત વિલાસની,
રમ્ય રચના માનવે
ના દીઠી નયને કદી,
જે પ્રગટ થઈ છે આ સમે, ૪૫
મધ્ય રજની કાળમાં,
નર્તકીગણુ તરુ કને,
એકથી રૂડી એક જો,
સરી જાય છળવા બુદ્ધને. ૪૬
મન્દ રવ ઉચ્ચારતી:–
"ત્હારી હું, સિદ્ધાર્થ ઓ!
અધરરસ આસ્વાદીને,
યૌવન મધુરતા માપી જો." ૪૭

(ચોપાઈ ત્રણ તાલની)

તો એ ડગિયા ન નાથ જ મનથી,
નવ હાર્યા સુસજ્જ મદનથી,
ત્યહારે કામે ધનુષ લીધું હસ્ત,
સર્યું નર્તકીવૃન્દ સમસ્ત; ૪૮
અને નીકળી આવી એહ દળથી,
એક મૂર્તિ તહિં મન હરતી,
સહુથી ઉત્તમ રૂપે, પ્રભાવે,
ધરી યશોધરા વેશ આવે. ૪૯
અશ્રુપૂર્ણ નયન હેનાં શ્યામ,
પ્રેમ આર્દ્ર ઝરે અવિરામ,

ભુજ ઉભય પ્રસારી ઊભી
લેવા સિદ્ધાર્થને ભાવરૂણી. ૫૦
પછી સંગીતમધુરા સ્વરથી
નામ નાથ તણું ઉચ્ચરતી,
આર્તનાદ મૃદુલ એ કરતી,
નાંખી નિઃશ્વાસ સુકુમાર છળથી, ૫૧
છાયામૂર્તિ રુચિર એ બોલીઃ-
"નાથ! મ્હારા! હૃદય જો ખોલી;
તુજ વિરહે હું મરણપ્રાય,
તુજ વિણ જીવન કયમ જાય? ૫૨
રમ્ય રોહિણી કેરે કિનારે
ક્રીડાગૃહમાં રમી વારવારે,
સ્વર્ગસુખ આપણ બેએ સેવ્યાં,
કદી અન્યત્ર મળશે હેવાં? ૫૩
વર્ષો આ સઘળાં ખેદભરિયાં
તુજ કાજ રોઈ રોઈ સરિયાં,
એહ ક્રીડાભવનમાં વસીને
ચાલો નાથ! વસો ત્યહાં હસીને. ૫૪
મુજ અધરનો સ્પર્શ થતામાં,
ઉર સરશી મ્હને ધરતામાં,
સ્વપ્ન આ સર્વ તુજ સરી જાશે;
જો, હું ઊભી પ્રિયા તુજ પાસે." ૫૫

(લલિત કામદા મિશ્ર)

બુદ્ધ ત્યહાં વદે વાણી ઉત્તમ,
વૃત્તિયો પરે રાખી સંયમઃ-

"કપટવેશ આ વ્યર્થ તાહરો,
નહિ ઠગાય આ આત્મ માહરો; ૫૬
ભાસમૂર્તિ તું શોભના દીસે,
છાપ ના પડે આત્મ આ વિશે,
મુજ પ્રિયાતણું રૂપ તું ધરે,
શાપ ના દઉં ત્હેની ખાતરે. ૫૭
તુજ સમાન આ વિશ્વવેશ છે,
ભાસ ભાસતા પીગળી જશે;
અન્ધ તાહરો તિમિરગર્ત જે,
પીગળી ત્યહાં તું હવે જજે." ૫૮

(ગીતિ)

વચન વદંતાં હેવાં તરુરાજ વિશે ઘુઘાટ કંઈ પસર્યો,
ને વૃન્દ સુન્દરીનાં ગયાં સરી, ઉર ઉચાટ સબળ ભર્યો; ૫૯
દીપક-જ્યોતિ ઝાંખી થાતી, ને ધૂમગોટ કંઇ વામે,
ત્યમ એ માયાસુન્દરી શૂન્ય વિશે લોપ સર્વથા પામે. ૬૦

(વિષલ હરિગીત)

તે પછી અંધારિયો ઘન નભ બધું ઘેરી વળી,
ને વિકટ ઝંઝાવાત ઝૂઝી ભૂમિને નાંખી દળી;
રૌદ્ર પાપો આવિયાં, જે સૈન્ય પૃષ્ઠ વિશે રહ્યાં,
ભંગાણ કરવા તપ વિશે એ તુમુલ સંગે આવિયાં. ૬૧
પ્રતિઘમતિ એ રાક્ષસી પ્રગટી પ્રથમ પ્રભુ સંનિધે,
સર્પો વળ્યા વીંટાઈ હેની કમરને જો! બહુ વિધે;
વિષ ભર્યું એ દૂધ પીતા લબડતા વક્ષોજથી,
સર્પો કરે સુસવાટ તે સહ શાપ વચનો ગૂંથતી. ૬૨
વ્યર્થ હેના શ્રમ ગયા, પુણ્યાત્મ પ્રભુ તો સ્થિર રહ્યા,
શાન્તિ ઝરંતી દૃષ્ટિથી કટુ વચન હેનાં શમવિયાં;

શ્યામ સર્પો સળકિયા દંષ્ટ્રા વિષદ સંતાડતા;
ને રાક્ષસી ને સર્પ તત્ક્ષણ જો ! થયાં ત્હાં અણછતાં. ૬૩

( સવૈયા )

રૂપરાગ નામે પછી રાક્ષસ આવ્યો, પ્રભુ ભણી તાકી જુવે;
જીવનતૃષ્ણા એહ જગવતો સાચું જીવન જેહ ખુવે;
અરૂપરાગ પછી આવ્યો, જે જ્ઞાનીને પણ છેતરતો,
કીર્તિ અને પરજીવન કેરો લોભ જ પ્રેરી એ ફરતો; ૬૪
ગર્વતણો રાક્ષસ આવ્યો વળી માન નામ ગર્વે ધારે;
ઉદ્ધતતા વળી આવી તે સ્થળ;–ભૂતતણું દળ બન્યું ભારે,
અંતે આવી ત્યાંહિ અવિદ્યા, પાપ અને ભયની જનની,
સંગે નીચ કુરૂપ જ ભુતડાં સરકે, ફફડે પાંખ ઘણી. ૬૫
એહ રાક્ષસી પગલે રજની અધિક શ્યામ બની અંધારે,
અચલ પર્વતો ડગિયા, ને વળી સમીર ગરજ્યા બહુ ભારે;
ફાટી મેઘગુહાઓ, માંહિથી વૃષ્ટિ વરસી, વીજો ચમકી;
વ્યોમ થકી તારા ખરિયા, ને ધરતી ડોલી વેગ થકી; ૬૬
શ્યામ ગગનપથમાં વ્યાપી રહી અનેક મૂર્તિ ભય ભરતી,
પાંખોના સસડાટ થતા, ને ચીસો કારમી ત્હાં તરતી;
દુષ્ટ વદન ડોકિયાં કરેલાં વિશાળ ઉર વિકરાળ ધરી,
હજાર નરકદ્વાર ઊઘાડી સેના નીકળી ભૂત તણી. ૬૭

( અનુષ્ટુપ્ )

મળી એ ભૂતડાં ભેગાં, કરી ઉન્માદ કારમા,
નાથના તપમાં ભંગ મથેછે આજ પાડવા. ૬૮

( ગીતિ )

તદપિ પ્રબળ એ તુમુલો
બુદ્ધ રહ્યો સ્થિર સુશાન્ત નવ લેખે,

વપ્રે વીંટ્યો દુર્ગ જ,
    રક્ષિત એ તેમ પુણ્ય-અતિરેકે. ૬૯
પવિત્ર બોધિતરુ વળી
    તુમુલથી ન ડગ્યું, અને સુપર્ણ બધાં
કૌમુદીમાં જ્યમ ચળકે,
    ચળકતાં તેમ આજ સ્થિર જ રહ્યાં; ૭૦
વૃક્ષતણાં થડ રચતાં
    મંડપ ત્હેની વિશાળ છાય થકી
મચ્યું'તું બહિઃપ્રદેશે
    તુમુલ બધું તે, ન માંહિ પ્હું જરી. ૭૧
પ્રહર રજનિનો ત્રીજો
    પ્રગટ્યો ને શાન્તિ વિશ્વમા પસરી,
ભૂતતણો ગણ ભડકી
    વેગે જો! ત્યહાં થકી ગયો જ સરી; ૭૨
ક્ષિતિજે શશી ડુબંતો
    ત્યહાંથી વહી મૃદુ સમીરની લહરી,—
ને નાથ બન્યા તે ક્ષણ
    સમ્માસંબુદ્ધ—ધન્ય એહ ઘડી! ૭૩

---

## ( ૬ )

# वियोगिनी यशोधरा

(ઢાળ)

શોકભરિયાં દીર્ઘ વર્ષ અનેક વીતીને ગયાં,
નિજ સુતતણાં સુખવચન દર્શનશ્રવણને દુર્લભ થયાં; ૧
શુદ્ધોદન રાજા દુખપૂર્ણ્યો શાક્ય સામન્તના વૃન્દે,
ગાળતો જ્યમ ત્યમ કરી નિજ કાળ મન અતિ મન્દે. ૨
શોકભરી બેશી રહી, ને જીવનસુખ સહુ છાંડયું,
મધુર રાણી યશોધરાએ વૈધવ્ય વિરલું માંડયું; ૩
નાથ નિજ હુઈડાતણો જીવંત પણ નવ જીવતો,
એ દોહલું વિધવાપણું, નવ થાય રાય હજી છતો. ૪
ઉષ્ટ્રયૂથો ચારનારા દેશ દેશ ભટકંતા,
કે લાભ-અર્થે વિષમ વાટે વણિકગણ વિચરંતા, ૫
સાધુ ત્યાગી કો દેખતાં જઈ રાજાને ય જણાવે,
ને રાય તત્ક્ષણ દૂત પ્રેરે તે જઈ પાછા આવે. ૬
એકાન્તવાસી કહિં સંન્યાસી છોડ્યાં જે'ણે ઘરસૂત્ર,
હેવા અનેકતણી લઈ વાર્તા પાછા વળે સહુ દૂત. ૭
પણ ન મળે શુભ કપિલવસ્તુકુલમૌલિતણી કંઈ ભાળ,
જે'માં વશી નિજ કીર્તિ અને નિજ આશ ગણે જ નૃપાળ. ૮
દૂર ભમંત હશે આ ક્ષણ, કે વીસર્યો નિજ જન,
કે ગાત્ર પામ્યાં પરિવર્તન, કે પ્હોચ્યો મૃત્યુસદન; ૯
મધુર રાણી યશોધરાના હૃદયતણો એ વિરામ;
નવ લાગે કંઇ ભાળ ત્હેની શોધ કરંતાં આમ. ૧૦

(વલણ)

આમ વર્ષ વીતી ગયાં વાધ્યો દુખ–ઉદ્રેક,
પણ હેવે સમયે એક દિન કંઇ કૌતુક બનિયું એક રે. ૧૧

(ચોપાઈ)

આવ્યો રમ્ય રમંતો વસન્ત, ધાર્યાં ધરણીએ વસન હસંત;
આંબે ઝૂલે મંરિ રૂપેરી,—રાણી યશોધરા શોકઘેરી, ૧૨
બેઠી ઉદ્યાનસરિતાને તીર, દીપે કાચશું નિર્મળ નીરઃ
પૂર્વે વીત્યા સુખના સમામાં, અહિં પ્રિય બે રહી સ્હામસ્હામાં, ૧૩
પદ્મકોશખચિત છે કિનાર હેવા જળદર્પણ મોઝાર,
નિરખંતાં નિજ પ્રતિબિમ્બે મધુર અધર અધર જે ચુમ્બે; ૧૪
ગૂંથ્યા કરશું કર વળી નીરખે જળબિમ્બિત જોડું હરખે;
હેવી ઉદ્યાનસરિતાને કંઠ, બેઠી યશોધરા સોત્કણ્ઠ. ૧૫
આંસુડે નેનપુટતેજ લીધાં, ગાલ સુકુમાર ક્ષામ જ કીધા;
અધરોષ્ઠતણી રમ્યરેખ શોકાનળથી સૂકાઈ છેક; ૧૬
દિવ્ય કાન્તિ કેશતણી લૂણી, એકવેણીધરા રાણી ઊભી;
બાંધ્યા સંસ્કારહીન સુકેશ, છાજે વિધવાજનનો વેશ; ૧૭
શ્વેત શોકનું વસન જ જાડું નાંખ્યું ઉર ઉપરે જે આડું,
નહિં મેખલામણિબન્ધ ત્હેને, છાંડયાં ભૂષણ સઘળાં હેણે; ૧૮
સુણી પ્રિયનાં પૂર્વાશ્રમમાં પ્રેમાહ્વાનો ઊઠી સંભ્રમમાં,
પળતા ચપળ ચરણ જે હરણશા, પાટલપાંખડી પર જે પડતા, ૧૯
તેહ ન્હાનકડા ને સુરેખ, આજ ચરણ થયા મન્દ છેક;
દુઃખભારે અલસગતિ જાય રાણી યશોધરા ક્ષીણકાય; ૨૦
અરુણોદયકેરી જ્યોતે રજનીતણી શાન્તિ ઉદ્દ્યોતે
ઘેરા તિમિર મહિંથી નિકળતાં જેવાં રવિકિરણો ઝળહળતાં, ૨૧
હેવાં પૂર્વે હતાં જે લોચન, જ્યોતિર્હીન થયાં આ ક્ષણ;
પ્રેમદીપ હોલાયા એ આજે, પૂર્વ દીસિ ન ત્હેમાં વિરાજે; ૨૨
પક્ષ્મ રેશમ સરીખાં ઢળિયાં, નેતબિમ્બ ઉપર જઈ પડિયાં;
લક્ષ્યહીન લોચન એ ભમંત, નવ નીરખે વિલસંત વસન્ત. ૨૩

એક કરમાંહિ મૌક્તિકદામ ધારી, સિદ્ધાર્થની અભિરામ;
નાખી સંઘરી જેહ જતનથી, જેહ રાતે એ પળિયો ભવનથી,—૨૪
અહા વિગમન કેવી એ રાત, અસંપૂર્ણ દિનોતણી માત;
પ્રેમપાત્ર ઉપર બન્યો ક્રૂર, પૂર્ણ હો દીઠો પ્રેમથર? ૨૫
કેવી નિર્દયતા પ્રેમહિરી ક્યાંથી કીધું સહેજ અનેરી?
ઇહજીવનબન્ધન માંહિ, પ્રેમ પૂરયો જગ્યો હેને નાંહિ.—૨૬
અન્યકર-અંગુલીઓ વળગ્યો, દીઠે દિવ્ય સૌન્દર્ય જ ઝળકે;
નિજ સુત ન્હાનકડો આવેલો, બાપણ સિદ્ધાર્થનાથનો જો તો; ૨૭
નામ રાહુલ જેનું ન્યારું, વર્ષ સાતતણો દિવ્ય બાળ,
હર્ષભરિયો નિજ માતની સોડે પગ મ્હાંનિયે દડબડ દોડે ૨૮
રમ્ય વિશ્વ પડ્યું જ બાગે, નિરખે ફૂલની કળી મધુમાને,
પામે આનન્દ રાજ કુમાર, જેને સ્પર્શે નહિ દુઃખભાર. ૨૯
આમ કમલિનીઓને કિનાર, મન્દ ભમતાં રાણી ને કુમાર;
જતાં જુએ મીનને જળમાં નાંખીને તાન્દુલ કુતૂહલમાં ૩૦
દુઃખહીન રાહુલ હસે દોરે, નિરખી મત્સ્ય જે જળમાં દોરે,
રાણી ભિન્ન નયનથી નિહાળે, વેગે ઊડતી વલાકા તે કાળે; ૩૧
નાંખી નિઃશ્વાસ દીનવચનની વિનવે વિહગને રાહુલજનની:-
"અહો ભુવન ભમંતા વિહંગ, તમ ગતિ ગગને છે અભંગ; ૩૨
કદી જઈ ચઢો અકસ્માત, જહિં છૂપ્યા રહ્યા મુજ નાથ,
કહેજો યશોધરાના પ્રણામ, પછી વીનવીને વદજો આમ:— ૩૩
'સુણવા શબ્દ એક તમ મુખનો, લેવા લ્હાવો ક્ષણસ્પર્શસુખનો,
મરણોન્મુખ જીવતી છે દાસી,'—કહેજો એટલું ઓ નભચારી. ૩૪

(વલણ)

આમ નિસાસા નાખતી રાણી કરે ઉચ્ચાર,
ને [illegible] મુદમય કુંવર, ત્યાં અદ્ભુત બન્યું તે વાર રે. ૩૫



નાંખી નિઃશ્વાસ દીનવચનની વિનવે વિહગને રાહુલજનની:
"અહો ભુવન ભ્રમંતા વિહંગ! તમ ગતિ ગગને છે અલગ."
(પૃ. ૪૮. કડી ૩૨)

એક કરમાંહિ મૌક્તિકદામ ધારી, સિદ્ધાર્થની અભિરામ;
રાખી સંઘરી જેહ જતનથી, જેહ રાતે એ પળિયો ભવનથી,–૨૪
અહા વિષમય કે'વી એ શલ્ય, અશ્રુપૂર્ણ દિનોતણી માત;
પ્રેમપાત્ર ઉપર બન્યો ક્રૂર, પૂર્વે કો દીઠો પ્રેમશૂર? ૨૫
હેવી નિર્દયતા પ્રેમકેરી કળી કોણ સકે જ અનેરી?
ઈહજીવનબન્ધન માંહિં પ્રેમ પૂરવો રુચ્યો હેને નાંહિં.–૨૬
અન્યકર-અંગુલીએ વળગ્યો, દીઠે દિવ્ય સૌન્દર્યે ઝળકયો;
નિજ સુત ન્હાનકડો અલ્હેતો,થાપણ સિદ્ધાર્થનાથની એ તો; ૨૭
નામ રાહુલ જે'નું રસાળ, વર્ષ સાતતણો દિવ્ય બાળ,
હર્ષભરિયો નિજ માતની સોડે પગ ન્હાનિયે દડબડ દોડે; ૨૮
રમ્ય વિશ્વ પડ્યું ચોપાસે, નિરખે ફૂટતી કળી મધુમાસે,
પામે આનન્દ રાહુલ કુમાર, જે'ને હઇડે નહિં દુઃખભાર. ૨૯
આમ કમલિનીઓને કિનાર, મંન્દ ભમતાં રાણી ને કુમાર;
રાતાં ભૂરાં મીનને જળમાં નાંખીને તાન્દુલ કુતૂહલમાં ૩૦
દુઃખહીન રાહુલ હસે કોડે, નિરખી મત્સ્ય જે જળમાં દોડે;
રાણી ખિન્ન નયનથી નિહાળે, વેગે ઊડતી વલાકા તે કાળે; ૩૧
નાંખી નિઃશ્વાસ દીનવચનની વિનવે વિહગને રાહુલજનની:–
"અહો ભુવન ભમંતા વિહંગ, તમ ગતિ ગગને છે અભંગ; ૩૨
કદી જઈ ચઢો અકસ્માત, જહિં છૂપ્યા રહ્યા મુજ નાથ;
કહેજો યશોધરાના પ્રણામ, પછી વીનવીને વદજો આમઃ– ૩૩
'સુણવા શબ્દ એક તમ મુખનો, લેવા લ્હાવો ક્ષણસ્પર્શસુખનો,
મરણોન્મુખ જીવતી છે દાસી,'–કહેજો એટલું એ નભવાસી. ૩૪
(વલણ)
આમ નિસાસા નાંખતી રાણી કરે ઉચ્ચાર,
ને રમતો મુદમય કુઁવર, ત્હાં અદ્ભુત બન્યું તે વાર રે. ૩૫

(વિષમ હરિગીત.)

તેહ વારે રાજ-દ્વારે થકી આવી દોડતી,
કો અંગના સુખરંગના સંદેશ લાવી કોડથીઃ-
"રાણીજી! એ રાણીજી! આવ્યા નવીન કો આપણા
પુર માંહિં દક્ષિણ દ્વારથી બે વણિક હસ્તિનપુરતણા; ૩૬
ત્રિપુષ ને ભલ્લુક હેવાં નામ એ ધનવાનનાં,
ગર્જંત સાગરકંઠથી અતિ દૂર આવ્યા બે જણા;
વસ્ત્ર પ્રિયકર આણિયાં અદ્ભુત જરીનાં ચિત્રનાં,
સૂને રશેલાં શસ્ત્ર, ને પિત્તળકટોરા કારમા, ૩૭
ખંડ હસ્તિદન્તના, તેજાન, ઔષધ વનતણાં,
કંઇ પંખિયો વળી અવનવાં, ભંડાર દૂર જ દેશના,
લાવિયા, પણ એહ સર્વે રત્નને ઝંખાવતી,
લાવ્યા અમોલી એક વાર્તા, રાણી! તમ મનભાવતી! ૩૮
ભાળ લાગી એહની, તુજ નાથની, અમ રાજની,
આ ભૂમિકેરી બધી આશાતણા એ સિરતાજની;
નિરખિયો સિદ્ધાર્થ નજરોનજર એ ઓર્ળખિયે,
ને પૂજિયો ચરણે ઢળી, અભિવન્દિયો શિર નામીને. ૩૯
ભાખિયું હતું ભવિષ્ય તે-અનુસાર બનિયો રાજ એ
જ્ઞાની તણો ગુરુ, ભુવનવન્દ્ય, પવિત્ર, અદ્ભુત આજ એ;
બુદ્ધ બનિયો, મધુર વચને ને અગાધ દયાગુણે
જન તારતો, ઉદ્ધારતો, આહિં આવતો,–વણિકો ભણે." ૪૦

(વસણ)

નાથ આવતો સાંભળી હરખે ઘેલી નાર
ઝટ ઉઠી તાળી વગાડતી હસતી તેણી વાર રે- ૪૧

(ગરબી. *)

તેણીવારે ઊઠી નાર હરખે ઘેલી રે,
નેન જળબિન્દુની હાર્ય પાંપણ્ય રેલી રે; ૪૨
રક્ત ઊછળતું આનન્દભેર શું રગરગમાં રે,
જેવી ઊછળે ગંગાસિંધ પીગળી હિમનગમાં રે. ૪૩
બોલી વચન જ એ તત્કાળ ભર ઉત્કંઠે રે—
"ઝટ બોલાવો આ ઠાર વણિક એ બંને રે; ૪૪
મુજ શ્રવણ તૃષિત અત્યન્ત થયા છે આજે રે,
આપ્યો હેમણે શુભ જે ઉદન્ત તેહ-પાન કાજે રે. ૪૫
જાવ અન્તઃપુરમાં લાવો ભલા વહેપારી રે,
વળી આટલું હેમને કહાવો,—જે 'વાત ત્હમારી રે ૪૬
જો ઠરશે સાચે સાચી, ઓ વ્હેપારી રે,
તો રાણી તમપર રાચી ગ્રન્થિ ત્હમારી રે ૪૭
ભરશે સોનૈયે પૂર, વળી રત્નભારે રે,
નવ મળશે જે અણમૂલ રાજભંડારે રે. ૪૮
અને ચાલો સહુ સાહેલી, વધામણી આપું રે,
મુજ હૃદયે અતુલ હર્ષહેલી કહી જો તે માપું રે. ૪૯

(વલણ.)

હર્ષ અને આભાર મુજ જો કહીં માપ્યા જાય,
તો હેવાં આપું ઇનામમાં રત્ન અમોલાં આંહિ રે." ૫૦

---

* 'અમદાવાદ નામે આ જ શહેર છે સારું રે' એ ચાલ.

# ૭ બુદ્ધનું ગૃહાગમન



આ કાવ્ય સ્વ. બોટાદકરના 'નિર્ઝરિણી' નામક કાવ્યસંગ્રહમાંથી લીધુંછે. એ કવિનો સાહિત્યવિષયક વહીવટ સ્વ. અમૃતલાલ વ. દાણીના બન્ધુ, રા. જમનાદાસ વ. દાણીને હસ્તક હોવાથી એઓની સંમતિ લઈને આ કાવ્યશ્રેણિમાં એ દાખલ કર્યુંછે.

આ કાવ્યમાં કવિયે આલેખેલો પ્રસંગ કવિયે સમભાવ અને કલ્પના એ યુગ્મથી પ્રવૃત્ત થયેલી ક્રાન્તદર્શન કરાવનારી પ્રતિભાને બળે ઊપજાવી કાઢ્યોછે. એડ્વિન આર્નોલ્ડે Light of Asiaમાં જુદા, હૃદયસ્પર્શી પણ જુદા, આકારમાં એ ચીતર્યોછે. અશ્વઘોષે "બુદ્ધચરિત"માં આ પ્રસંગ યોજ્યો જણાતો નથી. યદ્યપિ એડ્વિન આર્નોલ્ડના મહાકાવ્યનો પાયો કેટલેક અંશે,' અશ્વઘોષ ઉપર છે, તથાપિ એઓએ કોઈ અન્ય સ્થળેથી અથવા તો પોતાની સ્વતન્ત્ર કલ્પનાથી એ રસપ્રસંગ ઊપજાવ્યો હશે.

'બુદ્ધચરિતને અંગે મ્હેં કરેલાં ભાષાન્તરોની શૃઙ્ખલામાં બોટાદકરનું આ કાવ્ય સુશ્લિષ્ટતાથી જોડાઈ જાય હેવું લાંબા વખતથી મ્હને લાગેલું; તેથી આજ એ ઘટના કરી નાંખીછે.

મારવિજય મેળવીને સમ્માસમ્બુદ્ધ થયેલો ગૌતમ બુદ્ધ લોકોને સત્ય માર્ગ દર્શાવનારાં બોધવચનો દેતો અન્તે પિતાના નગર તરફ આવેછે; વિયોગિની યશોધરાની પાસે ત્રિપુષ અને ભલ્લૂક નામના બે વણિકો સમાચાર લાવ્યા; હેની રાજમહેલમાંની સાહેલીઓ વધામણી લાવીઃ

ભાળ લાગી એહની, તુજ નાથની, અમરાજની,
આ ભૂમિકેરી બધી આશા તણા એ સિરતાજની;
નિરખિયો સિદ્ધાર્થ નજરોનજર એ વ્હેપારિયે,
ને પૂજિયો ચરણે ઢળી, અભિવન્દિયો શિર નામીને;

ભાખિયું હૂતું ભવિષ તે-અનુસાર બનિયો રાજ એ
ગ્નાની તણો ગુરુ, ભુવનવન્દ્ય, પવિત્ર, અદ્દભુત આજ એ;
બુદ્ધ બનિયો, મધુર વચને ને અગાધ દયાગુણે,
જગ તારતો, ઉદ્ધારતો, અહિં આવતો,–વણિકો ભણે.

"Light of Asia" કહેછે કે આ વૃત્તાન્ત રાજાને મળ્યો; રાજાએ તરત દરબારી અમીરોને મોકલ્યા; યશોધરાએ પોતાની તરફથી દૂતો મોકલ્યા, રાજ્યવૈભવયોગ્ય વાહનો મોકલ્યાં, બુદ્ધ રાજગૃહ ( બિમ્બિસાર રાજાની રાજધાની )માં હતો. એ અન્તે ઊપજ્યો; પણ પગે ચાલતો, ભિક્ષાપાત્ર લઈને ઘેર ઘેર ભિક્ષા માગતો આવ્યો; ઇત્યાદિ કથા એ અંગ્રેજી કાવ્યમાં છે.* આપણી કાવ્યશૃંખલા માટે આટલો વૃત્તાન્ત બસ છે.

આપણા આ કાવ્યના કવિ બુદ્ધનું, રાજગૃહમાંથી નીકળેલા બુદ્ધનું દર્શન કરાવેછે:

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ ગ્રહી;
× × × ×
અહો! જો! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંયાં,
પિતાની આગ્નાથી નિજ પુર વિશે પાય ધરવા.

---

* Rhys Davidsના "Buddhism"માં પૃષ્ઠ ૬૪-૬૭ માં બુદ્ધના ગૃહાગમનની, ગ્રન્થોને આધારે, કાંઈક રૂપાન્તરથી પણ રસમય કથા આપીછે. તે તે સ્થળે જેવાની ભલામણ છે, ખાસ કરીને યશોધરાના મેળાપની વાત

## ( ૭ )

## બુદ્ધનું ગૃહાગમન

( શિખરિણી )

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ ગ્રહી,
નવા જ્ઞાનાદિત્યે જડ જગત કેરું તમ હરી,
સુબોધે સૃષ્ટિના રુદિત ઉરનું સાન્ત્વન કરી, ૧
પ્રયત્નોનું ઔઠું મુદિત મનથી સત્ફળ લઈ,
મુમુક્ષુનું સંગે અમરગણશું મંડળ લઈ,
અહો ! જો ! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંયાં,
પિતાની આજ્ઞાથી નિજ પુર વિશે પાય ધરવા. ૨

( મન્દાક્રાન્તા )

પાસે પાસે નગર ક્રમથી આવતું જેમ લાગે,
ધીમે ધીમે પ્રણય વધતો અંતરે એમ લાગે;
વાધી વાધી વિવિધ ભરતી કૈંક ભાવે ભરેલી,
ને આંચિંતી ઊછળી ઊછળી રેલતી ચિત્ત ચાલી. ૩
એ એ વ્હાલું ગૃહ જનકનું ! તાત ને માત વ્હાલાં !
એ વ્હાલી કૈં હૃદય રડતી ! પુત્ર ને મિત્ર પેલા !
આવી ઊભો સ્મૃતિપટ પરે પૂર્વનો એ પ્રસંગ,
ને છોડેલો રજનિસમયે વ્હાલીનો શીઘ્ર સંગ. ૪
આંસુ આવ્યાં નયન મહિ, ને કંઠ રૂંધાઈ જાતો,
હા દુભાવ્યાં પ્રણયિજનનાં નિર્મળાં રંક ચિત્તો !
કેવાં ક્રૂરો પ્રિય વિરહનાં વ્હાલીએ હાય વેઠ્યાં !
શા આલંબે યુગસમ વડાં એ હશે વર્ષ કાઢ્યાં ? ૫

ભાખિયું હતું ભવિષ્ય તે-અનુસાર બનિયો રાજ એ
જ્ઞાની તણો ગુરુ, ભુવનવન્દ્ય, પવિત્ર, અદ્ભુત આજ એ;
બુદ્ધ બનિયો, મધુર વચને ને અગાધ દયાગુણે,
જગ તારતો, ઉદ્ધારતો, અહિં આવતો,—વણિકો ભણે.

"Light of Asia" કહેછે કે આ વૃત્તાન્ત રાજાને મળ્યો; રાજાએ તરત દરબારી અમીરોને મોકલ્યા; યશોધરાએ પોતાની તરફથી દૂતો મોકલ્યા, રાજવૈભવયોગ્ય વાહનો મોકલ્યાં; બુદ્ધ રાજગૃહ (બિમ્બિસાર રાજાની રાજધાની)માં હતો. એ અન્તે ઊપડ્યો; પણ પગે ચાલતો, ભિક્ષાપાત્ર લઈને ઘેર ઘેર ભિક્ષા માગતો આવ્યો; ઇત્યાદિ કથા એ અંગ્રેજી કાવ્યમાં છે.* આપણી કાવ્યશૃંખલા માટે આટલો વૃત્તાન્ત બસ છે.

આપણા આ કાવ્યના કવિ બુદ્ધનું, રાજગૃહમાંથી નીકળેલા બુદ્ધનું દર્શન કરાવેછેઃ

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ અહી;
× × × ×
અહો! જો! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંયાં,
પિતાની આજ્ઞાથી નિજ પુર વિશે પાય ધરવા.

---

* Rhys Davidsના "Buddhism"માં પૃષ્ઠ ૬૪-૬૭ માં બુદ્ધના ગૃહાગમનની, ગ્રન્થોને આધારે, કાંઇક રૂપાન્તરથી પણ રસમય કથા આપીછે. તે તે સ્થળે જોવાની ભલામણ છે, ખાસ કરીને યશોધરાના મેળાપની વાત

## ( ૭ )

## બુદ્ધનું ગૃહાગમન

( શિખરિણી )

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ ગ્રહી,
નવા જ્ઞાનાદિત્યે જડ જગત કેરું તમ હરી,
સુબોધે સૃષ્ટિના રુદિત ઉરનું સાન્ત્વન કરી, ૧
પ્રયત્નોનું પ્રૌઢું મુદિત મનથી સત્ફળ લઈ,
મુમુક્ષુનું સંગે અમરગણશું મંડળ લઈ,
અહો! જો! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંયાં,
પિતાની આજ્ઞાથી નિજ પુર વિશે પાય ધરવા. ૨

( મન્દાક્રાન્તા )

પાસે પાસે નગર ક્રમથી આવતું જેમ લાગે,
ધીમે ધીમે પ્રણય વધતો અંતરે એમ લાગે;
વાધી વાધી વિવિધ ભરતી કૈંક ભાવે ભરેલી,
ને ઓચિંતી ઊછળી ઊછળી રેલતી ચિત્ત ચાલી. ૩
એ એ વ્હાલું ગૃહ જનકનું! તાત ને માત વ્હાલાં!
એ વ્હાલી કૈં હૃદય રડતી! પુત્ર ને મિત્ર પેલા!
આવી ઊભો સ્મૃતિપટ પરે પૂર્વનો એ પ્રસંગ,
ને છોડેલો રજનિસમયે વ્હાલીનો શીઘ્ર સંગ. ૪
આંસુ આવ્યાં નયન મહિં, ને કંઠ રૂંધાઈ જાતો,
હા દુભાવ્યાં પ્રણયિજનનાં નિર્મળાં રક ચિત્તો!
કે'વાં કષ્ટો પ્રિય વિરહનાં વ્હાલીએ હાય વેઠ્યાં!
શા આલંબે યુગસમ વડાં એ હશે વર્ષ કાઢ્યાં? ૫

(શિખરિણી)

વિચારો કૈં એવા ઉરપર અરે ઉદ્ભવી રહ્યા,
ગતિને, વૃત્તિને, વિમળ મતિને મૂંઝવી રહ્યા;
અનેરા એ ધ્યાને સમય પણ લાંબો વહી ગયો,
અને જોતાં જોતાં પથ સકળ પૂરો થઈ ગયો. ૬

(અનુષ્ટુપ)

ગમ્ભીર શોર ઓચિંતો પારોનો કર્ણમાં પડ્યો !
સહસા ઝબકી જાગ્યું ચિત્ત ધ્યાન ત્યજી અહો ! ૭
હસ્તેથી આશિષો દેતો, પ્રણામો કોટિ ઝીલતો,
પ્રવેશ્યો સંઘ શાન્તિથી પુરે સિન્ધુપ્રવાહશો. ૮
અજાણ્યે અગ્રગામી એ વ્હાલીનો વાસ લક્ષતો,
વિશ્વને ભૂલતો ચાલ્યો અંતરે કૈંક કંપતો. ૯

(શાર્દૂલવિક્રીડિત)

ઊભી વ્હાર યશોધરા કર વિશે માળા ગ્રહી પુષ્પની,
ઓચિંતાં જલબિન્દુઓ નયનમાં આવી જતાં રોકતી;
શા સંબોધનથી સમાદર કરું ? એ અંતરે શોધતી,
જોતી નાથ ભણી, ઘડી શરમથી ને નેત્ર મીંચી જતી. ૧૦

(અનુષ્ટુપ)

દૂરથી દોડતો આવી પતિ પાયે પડી ગયો,
"હાં હાં વ્હાલા !" તણો મીઠો શબ્દસત્કાર સેવતો. ૧૧
જાગતી મૂર્છના જોતી સ્તબ્ધશી સુન્દરી કને,
દબાતા કંઠથી અન્તે જતી રસના વદે. ૧૨

(શિખરિણી)

"ક્ષમા દેજે દેવી ! કંઈક અપરાધો તુજ કર્યા,
"વડા વજ્રે વીંધ્યું ઉરકુસુમ આ કોમળ અહા !



દૂરથી દોડતો આવી પતિ પાયે પડી ગયો,
"હાં હાં વ્હાલા !" તણો મીઠો શબ્દસત્કાર સેવતો.
(પૃ. ૫૪. કડી ૧૧)

(શિખરિણી)

વિચારો હૈં એવા ઉરપર અરે ઉદ્ભવી રહ્યા,
ગતિને, વૃત્તિને, વિમળ મતિને મૂંઝવી રહ્યા;
અનેરો એ ધ્યાને સમય પણ લાંબો વહીં ગયો,
અને જોતાં જોતાં પથ સકળ પૂરો થઈ ગયો. ૬

(અનુષ્ટુપ્)

ગમ્ભીર શોર ઓચિંતો પારાનો કર્ણમાં પડ્યો !
સહસા ઝબકી જાગ્યું ચિત્ત ધ્યાન ત્યજી અહો ! ૭
હજારો આશિષો લેતો, પ્રણામો કોટિ ઝીલતો,
પ્રવેશ્યો સંઘ શાન્તિથી પુરે સિન્ધુપ્રવાહશો. ૮
અજાણ્યે અગ્રગામી એ વ્હાલીનો વાસ લક્ષતો,
વિશ્વને ભૂલતો ચાલ્યો અંતરે કૈંક કંપતો. ૯

(શાર્દૂલવિક્રીડિત)

ઊભી બ્હાર યશોધરા કર વિષે માળા ગ્રહી પુષ્પની,
ઓચિંતાં જલબિન્દુઓ નયનમાં આવી જતાં રોકતી;
શા સંબોધનથી સમાદર કરું ? એ અંતરે શોધતી,
જોતી નાથ ભણી, ઘડી શરમથી ને નેત્ર મીંચી જતી. ૧૦

(અનુષ્ટુપ્)

દૂરથી દોડતો આવી પતિ પાયે પડી ગયો,
"હાં હાં વ્હાલા !" તણો મીઠો શબ્દસત્કાર સેવતો. ૧૧
જાગતી મૂર્છના જોતી સ્તબ્ધશી સુન્દરી કને,
દબાતા કંઠથી અન્તે જતી રસના વદે. ૧૨

(શિખરિણી)

"ક્ષમા દેજે દેવી ! કંઇક અપરાધો તુજ કર્યા,
"વડા વજ્રે વીંધ્યું ઉરકુસુમ આ કોમળ અહા !

"ત્યજીને સૂતેલી કઠિન બની દૂરે વહીં ગયો,
"દયાળુ આત્મા એ તુજ પર ખરે નિર્દય થયો ! ૧૩
"હજારો સંતાપો સુદૃઢ હૃદયે તું સહીં શકી,
"અને જોતી મ્હારો પથ ધૃતિ અનેરી ધરી શકી;
"અમૂલો એ ત્હારો સરલહૃદયે! સંયમ ખરો,
"મહાયત્ને યોગી થકીં ન પણ જે સાધિત થયો. ૧૪

( શાર્દૂલવિક્રીડિત )

"યોગી હું વનમાં બન્યો,ગૃહ વિશે તું હા! બની યોગિની,
"ઊંડા સંકટસિન્ધુને તરી તરી તું પાર પામી ખરી;
"વ્હાલી તું હતી પૂર્વમાં, હૃદયથી વ્હાલી વિશેષે હજી,
"હા! જુદી રહીં તોય સંગ ચઢતાં ઊભી સમીપે રહી ! ૧૫
"વ્હાલું વિશ્વ સમગ્ર આ હૃદયને, વ્હાલાં પશુ પક્ષીઓ,
"વ્હાલાં બાળક વૃદ્ધ ને તરુણ સૌ સૃષ્ટિતણાં માનવો;
"તો વ્હાલી નહિ કેમ તું સખિ! મને સાધુત્વથી શોભતી?
"વ્હાલીના જ વિશેષણે ઉર ચહે સંબોધવા સ્નેહથી. ૧૬

(અનુષ્ટુપ્)

"અમોલી ભેટ લાવ્યો હું તે ત્હારે ચરણે ધરુ,
"ક્ષમાની ભાવતી ભિક્ષા યાચતો ઉર પાથરુ. ૧૭
"દયાનાં દિવ્ય કૈં સૂત્રો ધ્યાનથી મેં અનુભવ્યાં,
"સાક્ષાત્કાર ખરો ત્હારે અંતરે જોઉંછું અહા! ૧૮

(શિખરિણી)

"ભલે હું સંસારી મટીં પ્રબળ ત્યાગી બની ગયો,
"પરંતુ એ ઊંચા પ્રણયપથથી ના ખસીં ગયો;
"ચળું જો એથી તો ઘટિત નહિ બુદ્ધત્વ મુજને,
"દયાથી પૂરેલું નહિ પ્રણયહીણું ઉર રહે! ૧૯

(અનુષ્ટુપ)

"દયા ને પ્રેમનો વ્હાલી! ના વિશ્લેષ બની શકે,
"પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે. ૨૦
"પ્રેમની વૃદ્ધિમાં નિત્યે દયાની વૃદ્ધિ સંભવે,
"પ્રેમ જો નાશ પામે તો દયા ના જીવતી રહે. ૨૧
"સ્વીકાર્યો ત્યાગ મેં વ્હાલી! સ્વાર્થ ને મમતા તણો,
"વિશ્વબન્ધુત્વનો ક્યારે ત્યાગ ના સુગતે કર્યો. ૨૨
"સદા સંસારનો સ્નેહી દુઃખી દુઃખ વિષે થતો,
"કાપવા સંકટો એનાં અધિકારી બની રહ્યો. ૨૩

(શાર્દૂલવિક્રીડિત)

"મેં કીધો તપ વિશ્વ કારણ વડો તેં ના નિષેધ્યો જરી,
"સિદ્ધિ સદ્ય મળે મને ઉર થકી એ એક ઇચ્છા કરી,
"ને આન્દોલન એ ઉદાર ઉરનાં, એ ભવ્ય સદ્ભાવથી,
"સિદ્ધિ સાધી શક્યો અવશ્ય સખિ! હું તે ના શકું વીસરી. ૨૪

(વસન્તતિલકા)

"જેણે જગજ્જન તણાં સહુ કષ્ટ કાપ્યાં,
"સંતાપના અવનવા ઉપચાર આપ્યા,
"તેણે તને અહહ! દૂર પડી દુભાવી,
"તે પૂર્ણ આ ઉરતણો અપરાધ વ્હાલી! ૨૫

(મન્દાક્રાન્તા)

"કિંતુ ત્હારા અનુકૂળ અહો! જોઉં છું ચિત્ત જ્યારે,
"શાન્તિ મ્હારા વ્યથિત ઉરમાં થાયછે શીઘ્ર ત્યારે,
"તું છે દેવી અધમ ઉરને નિત્ય ઉદ્ધારનારી,
"શું બોધે એ સુપથ તુજને બુદ્ધનો બુદ્ધિ મ્હારી! ૨૬

(અનુષ્ટુપ્)

"ન કયારે હું મટ્યો ત્હારો, તું મ્હારી ન મટી જરી,
"અને મ્હારુ તથા ત્હારુ વિશ્વ આ ન મટો કદી! ૨૭
"સર્વદા સર્વથા રહેજે બુદ્ધની ધર્મભાગિની,
"વિશ્વના તાતની વ્હાલી વિશ્વની જનની બની! ૨૮

(વસન્તતિલકા)

"પ્રીતિપ્રવાહ તુજ આ જગમાંહિં રેડી
"દે સૃષ્ટિનાં વિષમ સંકટ સર્વ ફેડી!
"જે દિવ્ય દ્રવ્ય કંઈ યત્નથી હું કમાયો
"તેમાં સદૈવ ગણજે સખિ! ભાગ ત્હારો. ૨૯

(અનુષ્ટુપ્)

"વિત્ત એ વિશ્વને દેવા સર્વદા શ્રમ સેવશું,
"દયા ને સ્નેહનાં સૂત્રો સૃષ્ટિને સમઝાવશું. ૩૦
"અને એ બાલજીવોનાં બન્ધનો કૈંક કાપશું,
"ઓષધિ ઉચ્ચ આપીને મહારોગ મટાડશું, ૩૧
"સાંકડી વૃત્તિને છોડી સ્વીકારી લે ઉદારતા!
"પ્રસારી પાંખ દે ત્હારી આકાશે સંગ ઊડવા! ૩૨
"સીમાબદ્ધ નથી શાણી! આટલું રાજ્ય આપણું,
"કુટુમ્બ વિશ્વમાં વ્યાપ્યું આપણું કોટિ જન્મનું. ૩૩
"મીંચી લે ચર્મચક્ષુ આ! દિવ્ય દૃષ્ટિ દઉં તને!
"સગાંને સ્નેહી સંબન્ધી જોઈ લે જગદાલયે. ૩૪
"આપણાં અર્ભકો કેરા આર્તનાદ ઉરે ધરી,
"કાપવા કષ્ટ એ સૌનાં ઊઠ દેવિ! દયાભરી! ૩૫

---

# ૮. તદ્‌ગુણ.

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ )

અરહંતતણા ઊંડા હૃદયે કો સમે પડે,
પૂર્વાવસ્થાતણી છાયા ? ભગવન્ ! પૂછું આદરે. ૧
છાયા એ અર્પતી કાંઇ લાન્છનો ઉર શુદ્ધને ?
નિર્વાણશાન્તિમાં એથી પડતો ભંગ કો ક્ષણે ? ” ૨
શઙ્કાઓ દીનભાવે એ જિજ્ઞાસુ પૂછતી સતી;
દયાસિન્ધુ મહાત્મા ત્ય્હાં બુદ્ધ દે વિમલા મતિ. ૩

બુદ્ધ ભગવાનઃ—

( વસન્તતિલકા. )

" સાધ્વી ! તું જો ! ઉદધિમાં અતિ દૂર પેલું,
જ્ય્હાં ચુમ્બતાં ઉદધિ-વ્યોમ તહિં ઠરેલું,
એકાગ્ર ધ્યાન ધરતું શશિબિમ્બ શોભે,
લાંબો પટો પસરી કૌમુદીનો જલૌઘે. ૪
ને ધન્ય આ પળ વિશે સહસા જ પેલી
નૌકા અલક્ષ્ય સરતી તિમિરોદરેથી
આવી કરે મધુર કૌમુદીમાં પ્રવેશ,
ધારે અલૌકિક છબિ ધરી શુભ્ર વેશ; ૫
એ ચન્દ્રનો નવ કરંતી સમાધિભંગ,
પોતે ધરે શશીની શાન્તિતણો જ રંગ,
નૌકાસ્વરૂપ ક્ષણ તેહ વિલુપ્ત થાતું,
ને કૌમુદીજળ વિશે જઈ એ સમાતું.” ૬

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ્. )

"સત્ય, એ જોઉં છું સર્વ, અર્થ ના સમજું કંઈ;
ભેદ હેનો બતાવો ને, ભગવન્ ! જ્ઞાનના નિધિ !" ૭

બુદ્ધ ભગવાનઃ—

( વસન્તતિલકા. )

"સાધ્વી ! ત્હને કહું હું આજ નિગૂઢ એક,
અજ્ઞાન પામર લહી સકશે ન ભેદ;
નિર્વાણનું અકલ રૂપ ન મન્દ જાણે,
શાન્તિજલે લહરિને સ્થિતિભંગ માને ! ૮
નિર્વાણસિન્ધુજલમાં કદી ના વિકાર;
આભાસ થાય કદી, અન્ય જ એ પ્રકાર;
મ્હારા અગાધ હૃદયે બનિયા બનાવ,
ત્હેમાંથી એક વરણું, સુણ્ય ધારી ભાવઃ— ૯

( અનુષ્ટુપ્. )

મથનો મ્હેં કર્યાં ઊંડાં બોધિવૃક્ષતળે રહી,
ચિત્રો નાના પ્રકારોનાં પ્રગટ્યાં ને ગયાં શમી. ૧૦
અન્તે આનન્દસિન્ધુના જળમાં બોળતું મ્હને
પ્રગટ્યું તીવ્ર કો ઊંડું સંવેદન, કહું ત્હને. ૧૧
પામ્યો હું સહસા ત્ય્હારે અપ્રમેય દશા નવી,
ખરો નિર્વાણનો સિન્ધુ રેલાયો હૃદયે રમી. ૧૨

( વસન્તતિલકા. )

નિર્વાણ એ અનુભવ્યો સતતપ્રવાહી
વર્ષો અનેક લગી, શાન્તિ રહી છવાઈ;

તો એ ઊંડા અનુભવો કદી ભિન્નભાસી
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાસી. ૧૩
જો એક વેળ બનિયું, ન બન્યું કદી જે:—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો નવ લક્ષ બીજે,
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો! પ્રગટી જ છાની. ૧૪
આભૂષણો વળી દુકૂલ જ રાજ્ઞિનાં
સર્વે ગયાં સરી, અને પ્રગટ્યાં જ બીજાં,
સાદાં, તથાપિ કંઇ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

(અનુષ્ટુપ)

નૌકા પેઠી સરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ,
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી. ૧૬

(વસન્તતિલકા.)

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરંતી
નિર્વાણ કૌમુદીજળે દીઠી મ્હેં સરન્તી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણકેરું બની તું રહી દિવ્ય અંગ ૧૭

(અનુષ્ટુપ)

દિવ્યસંવેદનો દેવાં, અરહંત વિના બીજા
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા! ૧૮
નિન્દે પૃથગ્જનો દેવા બાહ્ય નિર્વાણભંગને,
તલકર્દમમાં ન્હાટયા પામે શું ગિરિશૃંગને? ૧૯

---



નૌકા પેલી સરે જ્યોત્સ્નાપૂરમા તે સમી સ્થિતિ,
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી
(પૃ ૬૦. કડી ૧૬)

તો એ ઊંડા અનુભવો કદી ભિન્નભાસી
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાશી. ૧૩
જો એક વેળ બનિયું, ન બન્યું કદી જેઃ—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો નવ લક્ષ બીજે;
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો! પ્રગટી જ છાની. ૧૪
આભૂષણો વળી દુકૂલ જ રાણીજોગાં
સર્વે ગયાં સરી, અને પ્રગટયાં જ બીજાં,
સાદાં, તથાપિ કંઇ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

(અનુષ્ટુપ)

નૌકા પેસી સરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ,
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી. ૧૬

(વસન્તતિલકા.)

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરંતી
નિર્વાણ કૌમુદીજળે દીઠી મ્હેં સરંતી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણકેરું બની તું રહી દિવ્ય અંગ. ૧૭

(અનુ ષ્)

દિવ્યસંવેદનો હેવાં, અરહંત વિના બીજા
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા! ૧૮
નિન્દે પૃથગ્જનો હેવા બાહ્ય નિર્વાણભંગને;
તલકર્દમમાં ન્હાટયા પામે શું ગિરિશૃઙ્ગને? ૧૯

---

# ટીકા



## मुखम्

આરમ્ભક: પથ નિર્વાણ--નિર્વાણપથ. નિર્વાણનો પથ (=માર્ગ) આ પ્રકારનો પદવ્યત્યય ગુજરાતી કવિતા—પ્રાચીન તથા અર્વાચીન—માં સુવિદિત છે.

જૂના ગ્રન્થોમાં તો ક્વચિત્ અતિ વિલક્ષણ નમૂના આ વ્યત્યયના નજરે પડેછે. ઉદા૦—

૧ દિયે દાન યાચકજન પોષે, ન લજે પણું ઉદાર=(ઉદારપણું). (નયસુન્દરકૃત 'નળદમયંતી રાસ;' XI. ૧૪૧).

૨ कणयाचल वलि जाणिइ ठाम लणु आवाल=(आबालत्तण). (કાન્હડદે પ્રબન્ધ; I. 7).

કડી ૧ લી. કપિલવસ્તુ—બુદ્ધ ગૌતમના પિતાની રાજધાની. વિશેષ માહિતી, નીચે આવનારા 'વિયોગિની યશોધરા' કાવ્યની કડી ૮ મીની ટીકામાં સવિસ્તર, આપીછે.

હજારો વર્ષ થયાં—આ બહુવચનમાં, શબ્દશઃ જોવા જતાં, અત્યુક્તિ છે, બુદ્ધનું અવસાન (Rhys Davids પ્રમાણે) ઈ. પૂ. ૪૧૨ ની આસપાસ; (Vincent Smith પ્રમાણે) ઈ. પૂ. ૪૮૬—૭; એટલે લગભગ અઢી હજાર વર્ષ થયાં ગણાય.

કડી ૨. આ સંક્ષિપ્ત સૂચનવાળી વૃત્તાન્તકથા આ સંગ્રહમાંના 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યમાં જોવી.

કડી ૩. સમ્મ્આસંબુદ્ધ—સાચા પૂર્ણ જ્ઞાનવાળો બનેલો સમ્યક સંબુદ્ધનું પાલી રૂપ.

મારવિજય=મારના ઉપર (માર વિષયક) વિજય, મારનો—તે કર્મણિ ષષ્ઠી.

કડી ૩. આ સંગ્રહમાંનું 'બુદ્ધનું પ્રલોભન' એ કાવ્યમાં આ વૃત્તાન્ત સવિસ્તર આલેખાયોછે.

કડી ૫. નેરંજરા;—શોધિતસ્,—નેરંજરા નદીને કિનારે બોધિ વૃક્ષ નામે પંકાયલા પિપ્પલ વૃક્ષની નીચે તપ કરતા બેઠેલા બુદ્ધને જ્ઞાનપ્રાપ્તિ થઈ કહેવાયછે. સં. નામ નૈરંજરા એમ Rhys Davids ("Buddhism" p. 39 મે) આપેછે. Childers (Pali Dictionary માં)–પાલી નેરંજરા, સં. નૈરંજના એમ આપીને, કહેછે મગધમાંની એક નદી, હાલની નીલજન.

કડી ૫ તથા ૬. બુદ્ધ મહાત્માને એકવાર સૂર્યની ઉપમા આપી અને તુરત બીજી વાર ચન્દ્રની આપી, હેમાં વિરુદ્ધતાનો ભાસ થાય, તો જ્ઞાનપ્રતાપથી પ્રતાપીપણું, માર્ગપ્રકાશકપણું એક પક્ષે અને શાન્તિ, દયા, ઇત્યાદિ સૌમ્ય ગુણો વડે અમૃતસેચકપણું, એ બે વિકલ્પોથી વિરોધશમન કરી સકાશે.

---

પ્રેમપ્રસૂન—

આરમ્ભનું સારવર્ણનઃ તારામૈત્રક પતાં 'વાંત'.–'વાંત' તે સં. માત્ર ઉપરથી છે. દૃષ્ટમાત્રેણ ઇ. માં માત્ર આવે તે. (ગુજ.માં ભૂતકૃદન્તને બદલે વર્તમાન કૃદન્તને લગાડાયછે). કેટલાક લોકો 'વંત' કહેછે, તે અનુચિત લાગેછે.

કડી ૧. વલણ, સામાન્યરીતે, કડવું પૂરું થતે આવે; અહિં આરમ્ભમાં મૂકયુંછે તે આ વૃત્તાન્તની પૂર્વનો ભાગ અસ્પષ્ટ રાખ્યોછે તે સૂચવેછે. વલણનો સંબન્ધ તરત પછી આવનાર કડવાના આરમ્ભ જોડે પણ શૃંખલાબન્ધન કરેછે.

નવયૌવનના. ઇ—અહિં તાલ યૌ ઉપર શરૂ થાયછે; નવ તે તાલની બ્હાર રહેશે.

'વય અષ્ટાદશ બેશ'–અહિં 'બેશ' શબ્દ છેક અપુણાર્થ નથી; નવયૌવનની ચારુતાસૂચક છે.

કડી ૨. નાથ હમારા.–Light of Asia કાવ્યના આરમ્ભમાં જે કથા બૌદ્ધધર્મી ભકતના મુખે ગવડાવીછે, તેથી 'હમારા નાથ.' આખું કાવ્ય એ ભકતના મુખે જ કહેવડાવ્યુંછે.

કડી ૪. રંગરેખા–વિવિધ–ભરિયા,–વિવિધ રંગરેખા ભરિયા, એમ સમાસનાં પદોના વ્યસ્તપઘટિત અન્વય લેવો.

કડી ૫. નીલવર્ણા-મૂળ છપાયું ત્હારે 'નીલરંગી' હતું, તે બહુવ્રીહિને વળી इन् પ્રત્યય લાગે એ અર્થપુનરુક્તિદોષ આવે તેથી 'નીલવર્ણા' એમ ફેરવ્યું.

કડી ૬. ઋતુરાજ-વસન્ત; સર્વ ઋતુઓમાં ઉલ્લાસપોષકતા, નવજીવનપ્રેરકતા, ઇત્યાદિ ગુણોને લીધે વસન્ત શ્રેષ્ઠ ગનાયછે તેથી ઋતુઓનો રાજા.

કડી ૮. અન્તે-પંક્તિયોના ઉત્તરખંડમાં લયમાં ઇતર પંક્તિયોથી ભેદ આવ્યોછે, દાલદા દા દાલદા-પ્રકારનો; તેથી વિવિધતા આવશે. એ જ પ્રમાણે અન્યત્ર જોઈ લેવું; ઉદા-કડી ૧૦ ના ઉત્તરખંડ વગેરે.

કડી ૧૧. પં. ૧-અહિં લય ગુરુપરંપરાવાળો છે તે ઘેરા ચિન્તનને અનુરૂપ પ્રતિબિમ્બ બનેછે.

કડી ૧૧ માં પ્રતિવસ્તૂપમા અલંકાર છે; અને એ જ ઉપમાનોપમેય સામગ્રી લઈને કડી ૧૨ માં ઉપમા અલંકાર સાધ્યોછે; એ દૂષણ ગણવું હોય તો ગણાય, ના ગણવું હોય તો ના ગણાય. ચિન્તનઘન-એ રૂપક નહિં પણ ઉપમિતિસમાસ લેવો. 'ઘનમ'-'સમ' છે તેથી;—— અથવા 'ચિન્તન' અને 'ઘન' જુદા લઈ ઘન=ઊંડુ એમ લેવું, પં. ૨. ત્યમ-એ તાલની બ્હાર.

કડી ૧૨. ઝંખવાણું—ઝાંખો વર્ણ એ ઉપરથી, અથવા, 'ઝાંખું' ઉપરથી ક્રિયાપદ 'ઝંખવાવું' (સહજભેદના અર્થવાળું જ), અને તે ઉપરથી કાઠિયાવાડી ભૂતકૃદન્ત ઝંખવાણો,-ઝંખવાણું; ને તે ઉપરથી વિશેષણ બની ગયું.

કડી ૨૯. કેશપાશ पाश=(વાળનો) સમૂહ. पाशः पक्षश्च हस्तश्च कलापार्थाः कचात् परे। (અમરકોશ). પાશ, પક્ષ, અને હસ્ત એ શબ્દો કચ (વાળના અર્થના) શબ્દ પછી આવતાં 'કલાપ,' સમૂહ,-નો-અર્થ બતાવેછે.

કડી ૩૧. નગરદ્વારે સૂતા, ઇત્યાદિ—

આ કલ્પના મૂળમાં નથી. ભાષાન્તરમાં નવી ઉમેરીછે. નગરના દરવાજા ઊઘડતાં જે માણસ પ્રથમ નજરે પડે અને હાથણીની સૂંઢમાંનો કળશ ઢળાય ત્હેને રાજગાદી ઉપર બેસાડવો એમ કર્યાથી ત્ય્હાં સૂતેલા રંક ભિક્ષુકનું ભાગ્ય ઊઘડી જાય એ પ્રકારની લોકકથાઓનો અહિં ઉપમારૂપે ઉપયોગ કર્યોછે.

કડી ૩૨. બાળ મુજ મદનઆનન્દ નવ જાણુને. આ વિધાન કડી ૯-૧૦ માંના 'અનુભવતો નવ નવલીલાઓ' 'વેગભર વ્હતું રુધિર રમરમ યૌવનતણું' એ વિધાનો સાથે વિરોધમાં નહિ આવે. એ કડીઓમાં તો માત્ર નિર્વિકાર યૌવનના ઉલ્લાસોનો જ ઉલ્લેખ છે; 'મદનઆનન્દ'થી અસ્પૃષ્ટ જ.

કડી ૩૪. કલ્હિયાર–સં. કૃષ્ણસાર ઉપરથી.

વરશૃઙ્ગ–મૂળ અંગ્રેજીમાં barasingh શબ્દ છે તે આ શબ્દનું રૂપાન્તર જ હશે. 'કલ્હિયાર'–માં 'હ' લઘુપ્રયત્ન જ છે. 'કલ્હિયાર'નું સામ્ય સંપૂર્ણ નથી લેવાનું. વ્યાધના શરથી વીંધાઈને પડે એ કલ્હિયારની સ્થિતિ; સિદ્ધાર્થ સુન્દરીના પ્રેમપાશમાં પડે; એટલો ભેદ.

કડી ૩૫. 'જગ જગાડે ઉષા' ઇત્યાદિ. જગતને જે ઉષા જગાડેછે તે કરતાં અધિક રૂડી એમ અન્વય લેવો.

કડી ૩૯. સ્વયંવર–સ્ત્રી અનેક ઉમેદવાર (પુરુષોમાંથી) વર પસંદ કરે તે સ્વયંવર સામાન્ય રીતે મનાયછે. અહિં એથી વિપરીત ક્રમને સ્વયંવરનું નામ આપ્યુંછે.

કડી ૪૦. 'છળબળથી'=છળના બળથી.

આસા કરી–'કરી'નો કર્તા 'ભૂપાળે' (તૃતીયાન્ત) અનુક્ત અને અધ્યાહૃત.

કડી ૪૧. શુભ દિવસ, ને શુભ પળ;–આ સમારમ્ભ કાંઈક સ્વયંવરરૂપજ થવાનો હતો તેથી શુભ દિવસ પળ લીધાં. મળે=મળનો; મળવું.

કડી ૪૨. મીંધમીંધા–'મીંધાં મીંધા'ને સમાસઘટનામાં આણતાં પૂર્વપદના અન્ત્ય સ્વરનો અકારમાં સંક્ષેપ કર્યો.

કડી ૪૩. 'રૂપે ઉત્તમ ઠરશે.' ઠરાવનાર કોણ? અનુક્ત રાખ્યુંછે. સિદ્ધાર્થ ઠરાવશે. એ જ ઉદ્દેશ.

કડી ૪૫. દ્રવ્યો=પદાર્થો. વપુ સ્વતઃ તો આકર્ષક ખરું જ ત્હેને વળી સુગન્ધમય પદાર્થોથી (અત્તર, ફૂલેલ તેલ, ઇત્યાદિથી) વધારે આકર્ષક કરવાને સંસ્કાર આપેલા.

પક્ષ્મ–પક્ષ્મમાં (સપ્તમીનો પ્રત્યય લુપ્ત)–પક્ષ્મ=પાંપણ્યો.

એ અંજનને લીધે નયન રસનાં, રસિકતા પ્રેરનારા ભાવનાં, રૂપરૂપ બન્યાં.

કડી ૪૬. વેણી—માથાના વાળની લટ. અળતો—અલક્તક—લાખનો રંગ, હવે હેને બદલે મેંદી વપરાયછે. પ્રેમાનન્દ કવિ 'પગ ન્હાનીથી હાર્યાં અળતો ' એમ વાપરેછે. પ્રાચીન સંસ્કૃત સાહિત્ય अलक्तक જ જાણેછે. Light of Asiamાં Stained with crimson એમ છે. 'અળતો' એ મ્હારો ઉમેરોછે.

લેખ=ચિત્ર.

કડી ૪૭. કુંકુમ—કંકુ. મૂળ અર્થ તો 'કેસર' છે.

ઉત્તરીય—ઉપર છૂટાં હોડેલાં શાલ પામરી જેવાં વસ્ત્ર.

કડી ૪૮. ગરબે રમતી ગોરી—રાજદ્વારમાં પ્હોંચ્યા પછી ગરબો રચાયલો.

કડી ૪૯. લ્હાણી:–આરમ્ભમાં 'તુષ્ટિદાનો' કહ્યાછે, વિરોધનો ભાસ અતિ ઝીણો છે; સમાધાન અશક્ય નથી. રુમઝુમ રમતા પાય,—ગરબે ફરતાં પગ મંડાતા જાય તેમ તેમ—પગની રમત સાથે (લીલાગતિ સાથે) પગનાં ઝાંઝર વાગે માટે 'રુમઝુમ રમતા.' ઝાંઝરનો ઝમકાર પગને આરોપ્યોછે.

કડી ૫૩. અગમ્ય દીસે.–કોઇ પણ યુવતીનાથી હેનામાં હ્રદયનો ને તેથી મદનનો વિકાર થતો જણાતો નહોતો, તેથી અગમ્ય, અકળ. 'અગમ્ય'તા કહી તે યુવતીઓને સંબન્ધે; યુવતીથી સિદ્ધાર્થના હ્રદયની પરીક્ષા થતી નહોતી. તેમ જ હેની હ્રદયવૃત્તિ પારખવાને નીમેલા મંત્રીઓને પણ અગમ્ય.

કડી ૫૪. યુવતીઓને અગમ્ય હોવાનું કારણ અહિં કાંઇક સૂચવાયુંછે: નયનભરી નિરખી સકાતો જ નહોતો; હેનો પ્રતાપ હેવો હતો (કડી ૫૭ માં ભવ્ય કે ઋષિ ઇત્યાદિ વર્ણન છે) તે કારણથી.

કડી ૫૫. કુંવર કર ધરવાને: કુંવરનો કર પકડવાને આ ધૃષ્ટ પરિચયની પ્રેરણા સભાજનો શા માટે કરતા હશે ?—કુંવરનું મન પારખવા માટે હોય.

કડી ૫૮. કુસુમસમ સ્મિત કરતી: અહિં ઉપમેય યુવતીઓને ગણીશું ? કે 'સ્મિત'ને ?–બંને સંભવે, જુદી જુદી રીતે: યુવતીઓ લઇયે તો સૌન્દર્ય, મૃદુતા, ઇત્યાદિ સમાનધર્મ, અને સ્મિત લઇયે તો પ્રફુલ્લવિકસન, શ્વેત રંગ, ઇત્યાદિ સમાનધર્મ બને.

કડી ૫૯. યૌવનરાણીઃ યૌવન શબ્દનો અર્થ લક્ષણાવ્યાપારથી અહિં સેવાનો છેઃ યૌવનને અંગે રહેલાં દેહવિકાસ, તનદુરસ્તી, તેથી વિશિષ્ટ થતું સૌન્દર્ય, જીવનનો ઉલ્લાસ, ઇત્યાદિ. અર્થનો સમગ્રભાવ સેવાનો છે. અથવા, યૌવન એટલે (લક્ષણાવ્યાપારથી) યુવતીગણ; જે સમુદાયમાં યૌવન રમી રહ્યુંછે તે યુવતીગણ. પૂર્વોક્ત લક્ષ્યાર્થ વધારે રુચિયુક્ત લાગેછે.

ઉત્તરાર્ધ–યૌવનરાણી યશોધરા સંમુખ આવી તે આવતાં વાંત સિદ્ધાર્થના હૃદયમાં પ્રતિધ્વનિ પડ્યા, હૃદયમાં તરંગ ઉત્પન્ન થયા, અને ત્હેના પરિણામનું દર્શન હેની મુખરેખાઓમાં પ્રગટ થયું, તે પાસે બેઠેલા,–હેના ઉપરની અસર જોવાને નીમેલા, જનોએ જાણી લીધું.

કડી ૬૦. એ અસરનું સ્વરૂપ બે શબ્દોમાં પૂરાયુંછેઃ 'ચમકિયો' અને 'અદ્ભુત વિકૃતિ'.

આ પ્રસંગ પછીના કથાભાગમાં (*Light of Asia* માં) આ તારામૈત્રકનું કારણ બુદ્ધ ભગવાન્ કને જ કહેવડાવ્યુંછેઃ પોતે અને યશોધરા એ બે વચ્ચે 'જનનાન્તર સૌહૃદ' પૂર્વજન્મોના સ્નેહસંબન્ધ હતા, તેથી જ આ તાત્કાલિક પ્રેમપ્રસવ.

'આવતાં ક્ષણ પાસે'=પાસે આવી તેજ ક્ષણે; આવતાં વાંત.

કડી ૬૧. મુખચર્યા, મુખ ઉપર પ્રગટ થતો ફેરફાર, મુખમુદ્રા નહિં; મુખમુદ્રા તો કાયમની હોય. 'નિરખી લીધી ગૂઢ'–નીમેલા ખાસ મન્ત્રીઓએ–એમ સમજવાનું છે.

કડી ૬૨. મોહની–ઘણા લેખકો 'મોહિની' એમ અશુદ્ધ પ્રયોગ કરેછે.

કડી ૬૩. મૃગીનાં નયન–ને તે પણ કામવશ થયેલી હોય ત્હારે વિશેષ ભાવતેજભર્યાં હોય, માટે જ 'કામવશ મૃગલી' જેવાં.

કડી ૬૪. પૂર્વાર્ધઃ હાથ છાતી ઉપર જોડ્યા; પરંતુ રાજવંશીને શોભે હેવી રીતે ગૌરવ (dignity) સાચવ્યું; કંઠ ઊંચો જ રાખ્યો.

ઉત્તરાર્ધઃ પુનિતા–પ્રેમભાવથી અનુપ્રાણિત હોઈ ને પવિત્ર બનેલી, એમ ધ્વનિ લેવો.

કડી ૬૫. રૂપરાણી–સૌન્દર્યમાં શ્રેષ્ઠ.

કડી ૬૬. પં. ૧. હાનિ–બધી લ્હાણીની ઠરાવેલી વસ્તુઓ ખપી ગઈ હતી, તેથી થયેલી ઊનતા.

કડી ૬૭. પં. ૨. સ્પર્શસુખ સુકુમાર સાધી;–સ્પર્શ અકમાંગ જેવો કઠોર નહીં, સુજનતાને યોગ્ય, હૃદયના મૃદુ સ્નેહભાવનો પ્રેરાયલો, સુકુમાર સ્પર્શ.

એ સ્પર્શ સાધીને એટલે બુદ્ધિપૂર્વક સાધેલો એમ નહીં; અજ્ઞાત રીતે જ હૃદયના સ્વાભાવિક સ્નેહની પ્રવૃત્તિથી જ, આપોઆપ સધાયલો. એ પરિણામ થયું તેથી સ્વેચ્છાપૂર્વક સાધ્યા જેવો શબ્દ, માત્ર કારણના કાર્યને ઉત્કટરૂપે દર્શાવવાને, આ પ્રયોગ થયોછે.

ઉત્તરાર્ધઃ નયનોનો પરસ્પર ભેટો–તારામૈત્રક–થયું તે અન્ય-જનોથી અદષ્ટ માટે ગૂઢ. [તારામૈત્રક=પ્રથમ દર્શને જ, નયન નયનનો ભેટો થતાં જ, પ્રેમનો ઉદ્ભવ. તારા=આંખ્યની કીકી, એમ અર્થ લઈને. તારા(=જન્મકાળના ગ્રહો)ની મિત્રતા, એમ અર્થ મ્હને રુચિકર નથી લાગતો.]

પ્રસૂન=કુસુમ; લતાને પ્રસવ કુસુમનો થાય માટે પ્રસૂનનો આ અર્થ થયોછે.

બંનેની દૃષ્ટિવલ્લીમાં પ્રેમકુસુમનો પ્રસવ થયો. પ્રસવ એ પુણ્ય બનાવ છે, અને પ્રેમકુસુમનો પ્રસવ તે પુણ્યતર.

---

મહાભિનિષ્ક્રમણ

એડ્વિન આર્નોલ્ડકૃત "Light of Asia"માંથી એક પ્રસંગનું આ ભાષાન્તર છે.

બુદ્ધચરિતનો પૂર્વ વૃત્તાન્ત–સિદ્ધાર્થ જગતના ઉદ્ધારનો માર્ગ શોધવા માટે રાજમન્દિર, પત્ની, ભાવિ પુત્ર–સર્વનો ત્યાગ કરીને ચાલ્યો તે રાત્રિનો વૃત્તાન્ત–આ કાવ્યમાં છે.

મૂળમાંના કેટલાક ભાગ ટાળીને ભાષાન્તર કર્યુંછે તે ભાગ માટે * * * * આ ચિહ્નો તે તે સ્થળે મૂક્યાંછે.

મહાભિનિષ્ક્રમણ—મ્હોટું ત્યાગ કરીને ચાલવા જવું, પ્રયાણ. "The Light of Asia"ના મુખપૃષ્ઠ ઉપર " or The Great Renunciation (Mahābhinishkrmana") એમ છે. સિદ્ધાર્થના આ ત્યાગનું આ નામ સુપ્રસિદ્ધ છે. "મહાભિનિષ્ક્રમણસૂત્ર" નામનો આ વિષયનો સંસ્કૃત ગ્રન્થ છે.' હેનું ચીનાઈ ભાષામાં ભાષાન્તર ઈ.

સ. ના છઠ્ઠા સૈકામાં થયેલું છે. આ કથાભાગના કાવ્યમાં આ પ્રસંગનું જ પ્રાધાન્ય છે તેથી આ કાવ્યને તે નામ ખાસ આપ્યુંછે.

શ્લોક ૧–આવરણ=ટોડેલું વસ્ત્ર.

શ્લોક ૫–અવ્યક્ત–સ્પષ્ટ ના સંભળાય એમ.

આ ગીતિના પ્રથમ દલમાં કેટલાક પંડિતો છન્દોભંગ જુવેછે; પરંતુ 'કોઈ' શબ્દમાં પ્રથમ શ્રુતિની બીજી માત્રા ઉપર તાલ છે તેથી જે માત્રાગણ શ્રવ્ય જગણ (અક્ષરગણનો જગણ) સંભળાયછે તેથી એ ભંગ ભ્રમજનિત જ છે. આ વિશે 'ગીતિનું બંધારણ' એ મ્હારો નિબન્ધ જુવો. ('વસન્ત,' માઘ તથા વૈશાખ સં. ૧૯૭૩).

શ્લોક ૬–ચરણ ૨.

તુજ–'શિશુ' જોડે સંબંધ લેવો; તુજ શિશુ.

ચરણ ૩. "The babe I bear of thee Quickened this eve." એમ મૂળ છે. આ અર્થ સ્પષ્ટ ઊતર્યો નથી.

ઉત્તરાર્ધ–"And at my heart there beat that double pulse of life and joy and love" એમ મૂળ છે.

જીવન–પોતાના સુસ્થિત આરોગ્યવાળા શરીરમાં વ્હેતું જીવનનું સ્રોત; તેમ જ ઉદરસ્થ શિશુનું નવું ધબકેલું જીવન; તેમ જ તેથી થતો મોદ=આનન્દ અને પ્રેમ એ સર્વેની દ્વિગુણ (બેવડી) નાડી એટલા જ માટે; માતા તથા શિશુ બંનેની નાડી. હૃદયમાં વ્હેતો રુધિરપ્રવાહ તે નાડીમાં રહેલો.

અશ્વઘોષના "બુદ્ધચરિત" પ્રમાણે રાહુલનો જન્મ થઈ ગયા પછી કેટલોક કાલ વીત્યે સિદ્ધાર્થે ગૃહત્યાગ કરીને ગયો એમ છે.

काले ततश्चारुपयोधरायां यशोधरायां सुयशोधरायाम् ।
शौद्धोदनेराहुसपत्नवक्त्रो जज्ञे सुतो राहुल एव नाम्ना ॥
(સર્ગ ૨, શ્લો. ४६).

बालपुत्रां गुणवतीं कुलश्लाघ्यां पतिव्रताम् ।
देवीमर्हसि न त्यक्तुं क्लीब प्राप्तामिव श्रियम् ॥
पुत्रं याशोधरं श्लाघ्यं यशोधर्मभृतां वर ।
बालमर्हसि न त्यक्तुं व्यसनीवोत्तमं यशः ॥
(સર્ગ ૬, શ્લો. ૩૩-૩૪)

'Light of Asia'માં રાહુલ હજી યશોધરાના ઉદરમાં હતો તે વખતે સિદ્ધાર્થ ચાલ્યો ગયો એમ વૃત્તાન્ત છે. (અશ્વઘોષનું કાવ્ય અસુલભ હોવાથી ઉપરના શ્લોક ઉતાર્યાછે). સર્ગ ૬, ૩૩–૩૪ માંનું વચન સિદ્ધાર્થના અશ્વપાલ છન્દકનું છે.

Edwin Arnoldનો આધાર શો હશે તે ખબર નથી, પરંતુ ત્હેણે યોજેલો પ્રસંગ વધારે રસિકતા પૂરનારો છે ત્હેમાં શક નહિં, એ સુજ્ઞ રસિક વિવેચક જોઈજ સકશે.

શ્લોક ૭ અને ૮ ની વચ્ચે ગાળેલા ભાગમાં યશોધરા પોતાને આવેલાં બે સ્વપ્નાંનું વર્ણન કરેછે. પ્રથમ સ્વપ્નમાં યશોધરાએ એક ધોળો વૃષભ દીઠો; હેનાં શીંગડાં વિશાળ ફેલાયલાં હતાં: કપાળમાં એક તારા જેવો ચળકતો મણિ હતો; એ નગરમાર્ગમાં મન્દ મન્દ ચાલ્યો, તે નગરદ્વાર તરફ; કોઇ હેને રોકી સક્યું નહિં. ઇન્દ્રના દેવાલયમાંથી એક વાણી સંભળાઈ:–"જો હેને ત્હમે રોકશો નહિં, તો નગરની કીર્તિ ચાલી જશે." છતાં કોઇ રોકી સક્યું નહિં. પછી યશોધરા મ્હોટે સ્વરે રોતી રોતી વૃષભને કંઠે વળગી અને રોકવા મથી, લોકોને નગરનાં દ્વાર બન્ધ કરવાની આજ્ઞા કરી; પણ વૃષભરાજ યશોધરાના હાથના બન્ધનમાંથી સ્હેલાઈથી છૂટ્યો, બરાડતો ચાલ્યો, અને દરવાજાની ભૂંગળો તોડીને દરવાનોને પગ નીચે ચગદીને ચાલ્યો ગયો.

બીજા સ્વપ્નમાં આ પ્રમાણે દીઠું:–ચાર દિવ્ય સ્વરૂપો, સુમેરુ પર્વત ઉપર રહેતા દિક્પાળ હોય એમ જણાતાં આકાશમાંથી અસંખ્ય ગણોની સાથે ઊતરીને નગરમાં ઝડપથી પેંઠાં; તે સાથે ઇન્દ્રનો સુનેરી વાવટો, દરવાજા ઉપરનો, ફડફડીને નીચે પડ્યો, ને તે સ્થળે એક તેજસ્વી વાવટો પ્રગટ થયો, હેના કપડામાં માણેક રૂપેરી તારે શીવેલાં ગૂંથ્યાં હતાં, અને હેનાં કિરણોવડે અપૂર્વ અને અર્થભાર ભરેલાં વચનો રચાયાં, તે વચનોથી સર્વ જીવતાં પ્રાણીઓ હર્ષિત થયાં; પૂર્વમાંથી સૂર્યોદય સાથે પવન નીકળી એ વાવટો ફ્હાળો થતાં એ વચનો સર્વને સ્પષ્ટ જણાયાં, અને અદ્‌ભુત પુષ્પોની વૃષ્ટિ થઈ."

શ્લોક ૯. "આવી એ વેળ."–સિદ્ધાર્થને ત્યાગી થઈ નીકળવાની વેળ,–એ ગૂઢ અર્થ.

શ્લોક ૯ અને ૧૦ ની વચ્ચેના ટાંકેલા ભાગમાં ત્રીજા સ્વપ્નનું વર્ણન યશોધરા કરેછે. એ સ્વપ્નામાં યશોધરા સ્વામીના પડખામાં ભરાવાનું કરેછે તો સિદ્ધાર્થ ત્હાં નથી; માત્ર વગર દબાયલો તકિયો અને ખાલી જગ્ગો; સ્વપ્નામાં જ પોતે ઊભી થઈ, અને પોતાની છાતી નીચે વીંટેલી સિદ્ધાર્થની પોતાની મોતી-મેખલા-કદલાઈ જઈને સર્પ બની ગઈ, પગનાં કલ્લાં સરી પડ્યાં; હાથનાં સૂનાનાં કંકણ તૂટીને પડી ગયાં; કેશમાંનાં જૂઈનાં ફૂલ કરમાઈને રજકણ થઈ ગયાં; અને પોતાની લગ્નશય્યા જમીનમાં ડૂબી ગઈ, અને કિરમજી મચ્છરદાની કચાકચી ચીરાઈ ગઈ. આ પછી દૂર દૂર પેલા ધોળા વૃષભનો અવાજ સંભળાયો, અને પેલો ભરતકામનો વાવટો ફફડ્યો, અને બીજીવાર "આવી એ વેળ" એ પુકાર સંભળાયો. તેસાથે યશોધરા "સુણી એ ઝબકી જાગી"

આ વૃત્તાન્ત ભાષાન્તરમાં ગૂંથ્યો હોત તો ચમત્કાર વધત. પરન્તુ મૂળે આ કથાભાગનું ભાષાન્તર એક મ્હારા કીર્તન માટે તૈયાર કર્યું હતું, તેથી ત્હેમાં સંક્ષેપની જરૂર હતી "જમ્બૂજ્યોતિ" ઈશ્વરકૃપા હશે તો પૂરૂં તૈયાર થશે ત્હારે બધા ભાગ દાખલ થશે જ.

કડી ૧૨.

અવિચલ પ્રેમ—મ્હારો ત્હારા ઉપરનો અચલ પ્રેમ.

કડી ૧૩. પંક્તિ ૧.

ગુજ સ્વપ્ન ભાવિનાં ગૂઢ ચિત્ર ભલે ચીતરે—એમ અન્વય છે

કડી ૧૪. પંક્તિ ૧

શંકે=જાણે કે. સ. શઙ્કે (હું તર્ક કરુંછું) ઉપરથી. પ્રેમાનન્દની કવિતામાં 'શકે' વપરાયોછે,—"શકે ગિરિ કરીને ભંગ, સ્તન મધ્યે વહેછે ગંગ" (નળાખ્યાન, બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ ૧ લો, પૃષ્ઠ ૧૨૨) मन्ये शङ्केध्रुवन्नून વગેરે શબ્દો ઉત્પ્રેક્ષાવ્યંજક ગણાવાયછે. (काव्यादर्श પરિચ્છેદ ૨ જો, શ્લો. ૨૩૪, જુઓ)

કડી ૧૬. પંક્તિ ૨

મહાન્ ભાવિ ફળશે—સિદ્ધાર્થને બુદ્ધ થવા ચાલી જવાનું ભાવિ

આ પછીના ટાળી દીધેલા ભાગમાં સિદ્ધાર્થનાં આશ્વાસનવચનો ચાલૂ રહેલાં બહુ છે, હેનો સાર આ છે—"હું અજ્ઞાત જીવોનાં દુઃખથી દુઃખિત થાઉંછું, હેમને માટે મ્હારો આત્મા તલપી રહ્યોછે, તો પ્રિયમા

પ્રિય યશોધરાના જીવન ઉપર મ્હારો આત્મા ભમ્યા નહિં કરે ! સર્વ વિશ્વમાં ભમી વળીને આખર ત્હારા ઉપર જ વિશ્રામ લેશે; જે તીવ્ર અન્વેષણ હું કરુંછું તે સર્વ માનવોને અર્થે તે ખરું, પણ સર્વથી વિશેષ ત્હારે અર્થે; આપણાં દુ:ખની દ્વારા શાન્તિનો માર્ગ જડશે." આમ કહીને હેને શાન્ત પાડીને યશોધરાને સિદ્ધાર્થ કહેછેઃ–"હવે તું આરામ લે; ઊંઘી જા; હું જાગતો બેઠો રહીશ."

કડી ૧૮,–ચરણ ૨–૩.

અમુક ગ્રહોની સ્થિતિનો યોગ આવશે ત્હારે ગૌતમ સિદ્ધાર્થ બુદ્ધ બનવા પ્રયાણ કરશે એમ લાંબા કાળ પૂર્વે ભવિષ્ય કહેવાયલું હતું–એ બૌદ્ધ ભક્તની માન્યતા અહિં મૂકીછે.

કડી ૧૯–ચરણ ૨. 'સુખદુ:ખ કેરી પ્રસૂતિનો.'—

સુખની પ્રસૂતિનો (સુખ જેથી ઊપજે–આભાસસુખ–તે વસ્તુનો) અથવા તો દુ:ખની પ્રસૂતિનો (બાહ્ય દુ:ખ પ્રસવે તે વસ્તુનો) આ ક્ષણે તું નિર્ણય કર્ય; જે નિર્ણય કરવો બહુ કઠણ છે; તત્કાળનું સુખ છોડી આભાસિ દુ:ખ–સાચા પણ દૂર ગૂઢ રહેલા કલ્યાણના સાધન-રૂપ દુ:ખ–નો સ્વીકાર કરવો કઠણ જ છે. શ્રેય અને પ્રેય એ બેમાંથી કે'નો સ્વીકાર કરવો, તે વિષમ પ્રસંગ સિદ્ધાર્થને આ આવ્યો હતો; 'સ્વેચ્છાસ્વીકાર'નું તત્વ અહિં પ્રગટ કરીને આ ગ્રહોની વાણી (આન્તર ઊર્મિનું રૂપાન્તર બનેલી અદૃશ્ય વાણી) સિદ્ધાર્થને શ્રેય અને પ્રેય વચ્ચે પસંદગી હેની ઇચ્છા ઉપર સોંપેછે. 'કઠોપનિષદ્' કહેછે તેમ ધીર શ્રેયને પસંદ કરેછે–પ્રેયને તજીને, અને મન્દ શ્રેયને તજીને પ્રેયને પસંદ કરેછે; તે પ્રમાણે અહિં સિદ્ધાર્થે આખર ધીરનું જ કાર્ય કર્યું. ( સ્વેચ્છા-સ્વીકાર'ના કાવ્યની ટીકામાં આગળ ઉપર આ ઉપનિષદ્નું વચન આપ્યુંછે.)

"સુખદુ:ખ કેરી પ્રસૂતિ"–આ વાક્યનો આમ પણ અર્થ થાય; કિયો માર્ગ આદર્યાથી સુખ થશે (ખરું અથવા ખોટું સુખ થશે) અને કિયો સેવ્યાથી દુ:ખ થશે (ખરું અથવા ખોટું દુ:ખ થશે) તે.

ઉત્તરાર્ધ.–વર્તાવવા, બચાવવાઃ–હેનો સંબન્ધ 'માર્ગ વર્ય' એ પ્રથમ ચરણમાંના વાક્ય જોડે લેવાનોછે.

આ ભાગ પછી પાંચ પંક્તિયો મ્હેં ટાળીછે; હેમાં એટલું જ છે કે–તે સમયે પવનલહરી ઉપર આવતું હેવાનું ગાન સંભળાયું; તારાઓ

તરફ જોઈ રહેતા સિદ્ધાર્થને આ ક્ષણે દેવો આસપાસ રહીને જોતા ઊભા જ હતા. આ લોપને મેં ૧૯ મી કડીના ઉત્તરાર્ધના શબ્દો વલણ (કડી ૨૦)ના આરંભ શબ્દોમાં પુનરાવૃત્ત કરીને શૃંખલાબદ્ધ કરી દઈને પુરાવી દીધોછે. વલણના ઉત્તરાર્ધના શબ્દોને પણ આવનાર ભાગમાં આવર્તનથી જોડવા નથી એટલે રૂઢિભંગ કર્યોછે.

પછી સિદ્ધાર્થનું સ્વગત વચન આવેછે:-"પણ અમોલ જ આવી હવે પળું"-ઇત્યાદિ.

શ્લોક ૨૧-ચરણ ૨-૩.

આ (તારા) સુકુમાર અધર (=અધર તથા ઓષ્ઠ) જગત ઉદ્ધરવા (જગતનો ઉદ્ધાર કરવાને માટે) આકરું (વસમું) વ્રત (મ્હારા હૃદયમાં એ વ્રત કરવાની ઊર્મિ) પ્રેરતા (પ્રેરેછે):—આમ અન્વય તથા અર્થ છે.

અધર—તે તો નીચલો હોઠ જ; પરંતુ અહિં લક્ષણાવ્યાપારથી બંને હોઠનો સંગ્રહ કરવાનોછે.

"અધર-ઓષ્ઠ જ આ મૃદુ પ્રેરતા"—એમ કર્યું હોત તો શબ્દશઃ ખરું થાત, પણ માધુર્ય ઓછું થાત. માટે લક્ષણાનો આશ્રય લેવામાં દૂષણ નહિં આવે.

શ્લોક ૨૨. પૂર્વાર્ધ-એ વિષમ (કઠણ) વ્રત (પ્રયાણ કરી, ઉગ્ર તપ કરી, સત્યસાધન કરવું એ વ્રત) આપણ યુગ્મને (આપણને બેને) વિયુક્ત કરીને (છૂટાં પાડીને—હાલ તો છૂટા પડવાનું જ તેથી—એનો વિયોગ કરીને) વિશેષ રૂડું બને (બનશે); કેમકે આ ત્યાગની અમૂલ્ય કીમતને લીધે અને એથી થતા ભાવિ કલ્યાણને લીધે એનું મહત્ત્વ થશે.

ઉત્તરાર્ધ—

"*And in the silence of yon sky I read*
*My fated message flashing.*"

એ મૂળ પંક્તિયો છે.

ઊજળું શાસન—દીપતું આજ્ઞાવચન, દૈવી આજ્ઞાનું વચન. મૌનયુક્ત ગગનમાં આ ક્ષણે એ ઝળકતું હું જોઉંછું.

આ ૨૨ મા શ્લોક પછી * * * * આ ચિહ્નો જોઇયે.

આ પછી સિદ્ધાર્થનું સ્વગત વચન બહુ જ લાંબું ચાલેછે. હેમાં પોતાના હૃદયમાં પોતાના ત્યાગમાં કારણો વગેરેનું લાંબું ચિન્તન છે, બધું અહિં સૂચવતાં પણ લંબાણ થાય એમ છે.- એ ચિન્તનને અંતે-એ સ્વગત વચનના સંધાણમાં જ-તારાઓ વગેરે તરફ સંબોધનના ઉદ્‌ગાર શરૂ થાયછેઃ—

"મ્હને પ્રેરતા તારકવૃન્દ! આ હું આવ્યો રે." ઇત્યાદિ.

કડી ૨૩. પંક્તિ ૧.

પ્રેરતા—મૂળમાં summoning stars છે; તેથી 'તેડતા' એમ શબ્દાર્થ મૂકાય; પરંતુ પ્રેરણાદ્વારા જ એ તેડું છે તેથી 'પ્રેરતા' ઠીક ગણી મૂક્યુંછે.

કડી ૨૩-૨૫.

મૂળ પંક્તિયો ખરેખરી સુન્દર છે તેથી આહિં મૂકું:—

"Oh, mournful earth!

For thee and thine I lay aside my youth,
My throne, my joys, my golden days, my nights,
My happy palace-and thine arms, sweet Queen!
Harder to put aside than all the rest."

આ મૂળનો ભાવપ્રવાહ અને ભાવાવેશ ભાષાન્તરમાં પૂરા ઉતરાયા નથી એમ મ્હને લાગેછે.

કડી ૨૪. પંક્તિ ૨. રજનિદિન સુખનાં—સુખથી ભરેલી રજનિયો તથા દિવસો.

કડી ૨૫. પંક્તિ ૧.

દુસ્ત્યજ એક-(ઉત્તરાર્ધમાં છે તે) તુજ ભુજવલ્લી-તે એક દુસ્ત્યજ (તજવી કઠણ; દુઃખથી જે તજાય તે.)

કડી ૨૬. પંક્તિ ૧.

બુદ્ધ ગૌતમે પરિવ્રાજિકાઓની સંસ્થા, બહુ અનિચ્છાએ, સ્થાપી, ત્યારે યશોધરા આદ્ય પરિવ્રાજિકાઓમાંની એક હતી.

કડી ૨૮. 'ઉદ્ધરીશ હું એ પણ બાળ.'

રાહુલ સાતેક વરસનો બાળક હતો ત્યારથી જ હેને ભિક્ષુના વર્ગમાં દાખલ કર્યો હતો.

કડી ૨૯.

આ ત્યાગસમયે પોતાને પણ ઊંડી મહાવેદના થતી જ હતી, પરંતુ તે અધિક શ્રેયને ખાતર ખમવાની હતી, અને ત્હેમાં પોતાના પિતા, પત્ની ઇત્યાદિ તરફથી વિરોધને બદલે સમભાવની યાચના એટલા માટે કરેછે કે એ વેદના હલકી થાય. એ યાચનાનું બીજું પણ કારણ ઉત્તરાંગમાં છેઃ—

"જ્યોતિ પ્રગટે ને શીખે નિત્ય ધર્મ ઉમંગે રે."

ખરા જ્ઞાનનો જ્યોતિ પ્રગટે.

કડી ૩૨. આમન્ત્યા તરફ; પોતાની પાસે.

કડી ૩૪—ઉત્તરાર્ધ.

ભક્તિથી શય્યાની પ્રદક્ષિણા કરી—આ વર્ણનથી લગ્નપ્રેમની ભાવનાને કેવળ કામવાસનાના સ્થૂલ પ્રદેશમાંથી ઊંચકી લઈ જઈને દિવ્યતાના સૂક્ષ્મ વાતાવરણમાં સ્થપાયછે; અથવા તો એ પ્રેમનો કામરૂપી અંશ દિવ્યતાના અલૌકિક જ્યોતિથી રંગાઈ દિવ્ય બનેછે

કડી ૩૬. છૂટ્યો શયનથી–શયન સમીપથી, કેમકે શયનમાંથી નીકળીને ઊભો તો હતો જ.

આ કડીમાં મૂળમાંનો કેટલોક વૃત્તાન્ત ટાળી દઈને સહેલી લીધુછે. વચમાંનો ભાગ એ છે કે પોતાના ખંડમાંથી સિદ્ધાર્થ બ્હાર નીકળ્યો. ત્યહાં અનેક સુન્દર દાસીઓ નિદ્રામગ્ન દીઠી, હેમને સમ્બોધીને પણ સ્વગત કેટલાક વિરહદુઃખના ઉદ્ગાર કાઢેછે; પણ પછી માનવદુઃખના પ્રબળ આકર્ષણથી દોરાયછે; અને અંતે વદાય લેઈને કહેછેઃ—

"While life is good to give, I give and go
To seck deliverance and that unknown Light."

આ ભાગને ગાળીને, જરાક જ ફેરવીને આ કડી મૂકીછે, ત્હેમાં ઉપરની અંગ્રેજી બીજી પંક્તિનો ભાવ કાંઈક જુદે રૂપે આ કડીના ઉત્તરાર્ધમાં પ્રગટાવ્યોછે.—

"ચાલ્યો, શ્યામરજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિઅનુપનો ઝાલ્યો!"

અહિ શ્યામરજનિમાં, અને જ્યોતિનો માર્ગ ઝાલવાનું—એમ મ્હારા કરેલા રૂપાન્તર છે.

આ પંક્તિ માટે પ્રો. આણંદશંકરના નીચેના શબ્દો મૂકવાથી નવો પ્રકાશ પડશેઃ—

"'ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો' એમ કીર્તનકારે ગાયું,–અને અંધારી રજની વિસ્તરેલી–પ્રત્યક્ષ દેખાઈ, તે વારે એ શ્યામ રજનીનો અન્ધકાર પણ મ્હારાં નેત્ર આગળ ગૌતમ બુદ્ધના જ્ઞાનતેજથી ફેડાતો હોય એમ દીસવા લાગ્યું અને,

'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी'

એ પંક્તિનો અર્થ ભેવડા સત્યથી ભરાએલો મ્હારી નજર આગળ આવ્યો."

("આપણો ધર્મ," પૃ ૭૭૪).

અશ્વઘોષના 'બુદ્ધચરિત' પ્રમાણે રાહુલનો જન્મ થઈ ગયા પછી કેટલોક કાળ વીત્યે સિદ્ધાર્થ ગૃહત્યાગ કરીને ગયો એમ છેઃ

कालेन ततश्चारुपयोधरायां यशोधरायां सुयशोधरायाम् ।
शौद्धोदनेराहुसपत्नवक्त्रो जज्ञे सुतो राहुल एव नाम्ना ॥

(સર્ગ ૨, શ્લો. ૪૬)

बालपुत्रां गुणवतीं कुलश्लाघ्यां पतिव्रताम् ।
देवीमर्हसि न त्यक्तुं क्लीबः प्राप्तामिव श्रियम् ॥
पुत्रं याशोधरं श्लाघ्यं यशोधर्मभृतां वरः ।
बालमर्हसि न त्यक्तुं व्यसनीवोत्तमं यशः ॥

(સર્ગ ૬, શ્લો. ૩૩–૩૪)

'Light of Asia'માં રાહુલ હજી યશોધરાના ઉદરમાં હતો તે વખતે સિદ્ધાર્થ ચાલ્યો ગયો એમ વૃત્તાન્ત છે. (અશ્વઘોષનું કાવ્ય અસુલભ હોવાથી ઉપરના શ્લોક ઊતાર્યાછે.) સર્ગ ૬, ૩૩–૩૪ માંનું વચન સિદ્ધાર્થના અશ્વપાલ છન્દકનું છે.

Edwin Arnold નો આધાર શો હશે તે ખબર નથી. પરંતુ ત્હેણે ગોજેલો પ્રસંગ વધારે રસિકતા પૂરનારો છે તેમાં શક નહિ–એ સુજ્ઞ રસિક વિવેચક જોઈ જ સકશે.

## કિસા ગોતમી.

આ આખ્યાન બુદ્ધચરિતનો એક ભાગ છે. બુદ્ધની parables (દૃષ્ટાન્તકથા) માં એક કિસા ગોતમીની parable છે. કાવ્યમાંથી કથા સમઝાઈ આવે એમ છે. "Light of Asia" નામે Edwin Arnold નું બુદ્ધચરિતનું મહાકાવ્ય અંગ્રેજીમાં છે ત્હેમાંથી આ કથાભાગનું ભાષાન્તર કરેલુંછે. ("જમ્બૂજ્યોતિ" નામથી આખા કાવ્યનું ભાષાન્તર કરી પ્રગટ કરવાનો મનોરથ લાંબા કાળથી છે.) આ સ્થિતિ ઉપરથી આ કાવ્યનો આરમ્ભ પાછલી વાર્તાના સંધાનમાં હોય એમ જણાયછે ત્હેનું સમાધાન મળશે.

કડી ૧.–સાથ–સિદ્ધાર્થ રાજસુખ, પત્નીપુત્ર, સર્વ તજીને નીકળી ચાલ્યા પછી હજી બુદ્ધત્વ પ્રાપ્ત થયા પહેલાં જ, પરંતુ તપશ્ચર્યા આરંભ્યા પછી, રસ્તામાં જતાં કેટલાક ભરવાડ ઘેટાં બકરાં લઈને યજ્ઞ માટે વધાર્યે લઈને જતા હતા તે હેને મળ્યા. ત્હેની સાથે એ જતો હતો, તેથી 'સાથ.'

કડી ૬ તથા ૧૮–૨૭.–પ્હેલે દિવસે કિસાગોતમી સિદ્ધાર્થ પાસે બાળક માટે ઔષધ માગવા ગઈ હતી તે વૃત્તાન્ત કિસા ગોતમીના મુખથી જ કહેવડાવ્યોછે.

કડી ૭–૯. કિસાગોતમીની parable માં મૂળમાં સર્પદંશનો વૃત્તાન્ત જણાતો નથી. એડવિન આર્નોલ્ડનો એ ઉમેરો હશે.

કડી ૧૨. 'ત્હેં ગુમાવાએ'=મ્હારાથી ગુમાવાય. પ્રેમાનન્દના સમયની વ્યાકરણરચના આ છે. જાણીને જ સ્વીકારી છે.

કડી ૧૩. મોદને–મોદ=આનન્દ, આનન્દને.

કડી ૧૭–૧૮. પુણ્યાત્મા, ઋષિજન–તે સિદ્ધાર્થને ઉદ્દેશીને કહ્યુંછે.

કડી ૧૯. મૃત્યુ તે અનિલ અને જીવિત તે દીપ–એમ રૂપકબીજ છે.

પ્રગટાવવા–અહિં પ્રગટાવવા–એમ 'વ' ઉપર તાલ મૂકીને બોલવાનું છે.

કડી ૨૧. પટકૂળ–લુગડાનો છેડો, પાલવ. સં. પટ અથવા પટ=લુગડું+કુલ=આગલો છેડો.

આમ વ્યુત્પત્તિ હશે? पट्टकूल કે पटकूल એમ શબ્દ સંસ્કૃતમાં જણાતા નથી. पट्टकूल ઉપરથી કોઇ વ્યુત્પત્તિ કાઢેછે. સં. पटोकं ઉપરથી ગુજ. પટોળું છે; તે पट्टकूल શબ્દ હોય તો તે ઉપરથી રૂપાન્તર હોય!

પ્રેમાનન્દે "અર્ધ ઉઘાડી દેહડી, નાચે ફાડ્યુંછે પટકૂળ રે." એમ આ શબ્દ નળાખ્યાનમાં વાપર્યોછે (બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ ૧ લો, પૃષ્ઠ ૧૭૧).

લળી લળી—નમી નમી. જૂનાં કાવ્યોમાં આ શબ્દ વિશેષ જોવામાં આવેછેઃ—

"પગપ્હાનીથી હાથો અળતો, રહે અગ્નળાને પાગે લળતો."

(પ્રેમાનન્દકૃત નળાખ્યાન, બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ ૧ લો, પૃષ્ઠ ૧૨૧)

"બાપ તે લળી લળી પૂછે કે દીવડી ક્યહાં ગઈ રે."

(નાગરમાં ગવાતાં ગીતમાંનું એક ગીત).

કડી ૨૫. 'વૈદ્યે કહ્યું ઔષધ લાવતા.'—consulting phyician સલાહ આપનાર વૈદ્ય અને apothecary ઔષધ આપનાર ગાંધી એ બે જુદા જુદા ધંધા પ્રાચીનકાળથી જ હશે. અથવા પ્રાચીનકાળમાં વૈદ્યનો નિષ્કામ ધંધો હોવાનું આ ચિહ્ન હશે.

કડી ૨૮. ઓવી એ મરાઠી છંદ છે; ખાસ કરીને પ્રાચીન મરાઠી સાહિત્યમાં છે. ઓવી ज्ञानेशाची એમ જ્ઞાનેશ્વર ઓવી માટે પ્રખ્યાત છે. એ છંદનો બાંધો અતિ શિથિલ છે. આ વિશે સવિસ્તર નોંધ, ઓ સંજ્ઞાથી, આ ટીકાને અંતે, કરેલીછે.

કડી ૨૯. ઉટજ=ઝૂંપડું.

કડી ૩૧. રાઈ કાળી—વગર છડેલી રાઈ કાળી જ હોય.

કરમયું ફૂલ ખીલવું—મહાત્માને ઔષધ આપું અને એ મ્હારા બાળકને જીવાડે માટે—કરમાયલું ફૂલ ખીલવું—એમ.

કડી ૩૨. ઉત્તરાર્ધ.

ધનમત્ત ધનિકોની રંક ઉપર દયા નથી હોતી તે સ્થિતિ ઉપર આ કટાક્ષ છે અને જાતિ અનુભવથી રંકને રંક ઉપર સમભાવ થાય એ પણ તત્ત્વ છે.

કડી ૩૩. બાળચાકરમાં—બાળકમાં અથવા ચાકરમાં (થી કોઇ).

-કડી ૩૫. દઈ રાઈ પાછી—આપીના અર્થમાં 'દઈ' છે; કાઠિયાવાડી પ્રયોગ જેવો લાગતો કેમ નથી?

કડી ૩૯. સત્યવિવેક—સત્ય તત્ત્વનો, વિવેક, વિવેચન, ભેદદર્શન.

કડી ૪૩. બોલ્યા છેઃ—Narrative (વૃત્તાન્ત કથન) વર્તમાનમાં. વિનંતી યાચી=વિનંતી કરી, યાચી કહેનાં કાંઈક પુનરુક્તિ અર્થની આવે ખરી.

કડી ૪૪. અમૃત-અહિં 'અ' લંબાવવો પડશે. (પણ 'મૃ'—ને સંયુક્તાક્ષર માનવાનો ભ્રમ કરીને 'અ' થડકાવીને નહિં.)

કડી ૪૪-૪૫. એ બેનું યુગ્મક છે. 'હૃદયશાપાપર સૂતો'-એમ અન્વય છે.

કડી ૪૬-૪૭. યુગ્મક છે.

કડી ૪૮-૫૦.

સિદ્ધાર્થના સાથમાના ભરવાડ ઘેટાં બકરાંને યજ્ઞમાં વધાર્યે લઇ જતા હતા ત્હેની ઉપમા અહિં મનુષ્યની સ્થિતિ માટે આપીછે.

બૌદ્ધ સિદ્ધાન્તમાં જન્મનું કારણ કર્મ કહ્યુંછે; જીવનને વળગી રહેવાનાં કારણે અનેક છે, હેને સંયોજન અથવા ઉપાદાન કહ્યાંછે. આ સર્વ દુઃખ અને હેના શમન માટે લાંબુ વિવેચન અહિં અસ્થાને છે. પરંતુ સાર આ છેઃ—

૧. જીવન તે દુઃખ છે; ૨. તણ્હા (तृष्णा)—એ માનવરાગ તે સતત જીવનનું કારણ છે, ૩. માનવરાગનો લોપ કર્યાથી જીવન લુપ્ત થાય; અને ૪ પવિત્ર જીવનથી રાગનો લોપ સધાય. આ ચાર સત્યનાં ટૂંકામાં નામ दुक्ख, समुदयो, निरोधो, અને मग्गो (मार्ग.) એ છે.

આ દુઃખ (curse)નું ગૂઢ સત્ય હજી સિદ્ધાર્થને જાણ્યું ન્હોતું, પણ હેનો પૂર્વાભાસ થયો હતો તેથી આ વચનમાં કંઇક પૂર્વછાયા આવી છે.

પશુને યજ્ઞમાં લઈ જાયછે, તેમ આ દુઃખ અને જીવનનું મૂળ મનુષ્યને મરણ જન્મ એ ઘટમાળ તરફ લઈ જાયછે.

જેમ આ મૂક પશુયૂથને રમ્યકુસુમ અને તૃણભૂમિ ઓળંગાવીને બલિસ્થાને પશુના નાથ ઘૂમીને હાકી લઈ જાયછે તેમ, તે તીવ્ર દુઃખ મનુજટોળાને મહાબલિસ્થાનમાં પ્હોંચાડે (છેઃ)-આમ અન્વય છે.

જન્મ સાથે જડપું–આ ભાગ મૂળમાં નથી. પરંતુ બૌદ્ધસિદ્ધાન્ત માંથી ફલિત વિચાર જોઇએ છે. જન્મ થયો તે સાથે જ–નિર્વાણસિદ્ધિનો માર્ગ ના સેવે તો—જીવનરૂપી દુઃખ જોડાયલું જ છે. એ જ મહાભિનિષ્ક્રમણ.

(ઓ)

'ઓવી' ના બંધારણનું સ્વરૂપ.

('કિસાગોતમી' કાવ્યની કડી ૨૮ ઉપરની ટીકા જુવો.)

આ પ્રાચીન મરાઠી છન્દનું માપ 'રણપિંગળ' નામના ગુજરાતી પિંગળના મ્હોટા ગ્રન્થમાં દી. બ. રણછોડભાઈ ઉદયરામે આ પ્રમાણે આપ્યુંછેઃ

" ૧ આઠ અક્ષર
૨ આઠ અક્ષર } ત્રણનો પ્રાસ મળે.
૩ આઠ અક્ષર
૪ સાત અક્ષર ।

ઓછા વત્તા અક્ષર પણ થઈ જાયછે.

ત્રણે વર્ણું આઠ આણુ, ચોથે પદે સાત જાણુ,
નથી વર્ણનું પ્રમાણ, ઓવી ફેરા *રાગમાં."

રણછોડભાઈ ધનાક્ષરી અને ઓવીને એકરૂપ ઠરાવવા જાયછે. પરંતુ હજી સંભવે તો મનહર જોડે એકતા સંભવે. ને તે પણ ઓવીના શિથિલતા, હેમાં યમકની યોજના, ઇત્યાદિ જોતાં લયભેદ સ્પષ્ટ છે. પદ્ય કરતાં ગદ્યનું સ્વરૂપ (લયત્યાગને સંબન્ધે) હેમાં છે; ઓવી જે'ણે ઉચ્ચારાતી સાંભળી હશે, અને અન્ત્ય અક્ષરો વિલક્ષણ રીતે સેવાતા સાંભળ્યા હશે, ત્હેને ઓવીનું સ્વતન્ત્ર સ્વરૂપ, હેની અતન્ત્રતાને લીધે જ, સ્પષ્ટ જણાશે. 'જ્ઞાનેશ્વરી'માંથી ઉદાહરણ આપ્યાથી આ વાત સ્પષ્ટ કાંઈક થશેઃ

जैसी अवर्चा चि नक्षत्रें वेंचावी ।
ऐसी चाड उपजेल जें जीवीं ।
तें गगनाची वांघावी ।
लोथ जेवीं ॥

(અધ્યાય ૨૦,–૨૫૯)

* છન્દ અને રાગ વચ્ચેનો મૂલગત ભેદ સમજાયો નથી, તેથી આ શબ્દપ્રયોગ થયોછે.

जैसें शाखांसी फल फळ ।
एकि हेळां येथाळुं म्हणिजे सकळ ।
तरि उपडुनियां मूळ ।
जेवीं हातीं घेपे ॥

(એજન, ૨૬૧)

तेवीं माझे विभूति विशेष ।
जरी जाणों पाहिजेत अशेष ।
तरी स्वरूप एक निर्दोष ।
जाणिजे माझें ॥

(એજન, ૨૬૨)

ઓવીના પિતા *જ્ઞાનેશ્વરની આ ઓવીઓમાં સ્પષ્ટ રીતે ચોથાં ચરણો સાત અક્ષરનાં નથી, ચાર, પાંચ અને ૭ અક્ષરનાં છે; તે યથાસંભવ લંબાવીને લહેકાવવાનાં છે.

આપણા ગુજરાતી પ્રાચીન કવિઓનાં આખ્યાનોમાં આ ઓવી જેવી ઘટના નજરે પડેછે. કડવાં શરૂ થતાં એ બહુધા આવેછે.

ઉદાહરણ:—

(૧) પ્રથમ લંબોદર સ્તવું, બેઉ કર જોડી વીનવું,
અનુભવું આખ્યાન અભિમન્યુ તણું રે.
(પ્રેમાનન્દ, અભિમન્યુ આખ્યાન, આરમ્ભની જ કડી).

(૨) નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી,
ભીમ તણી કુંવરી છે કેહવી રૂડી રે.
(પ્રેમાનન્દ; નળાખ્યાન, ૪ થા કડવાનો આરમ્ભ)

શ્રીગણપતિ અને ગુરુરાય સ્તવું સુતાગિરિજા ય,
વિઘહરણ વાણી જડે તમવડે રે.
હંસવાહની! સરસ્વતી! દેવી! ટાળો દુર્મતિ;
મૂઢ મતિ ઇચ્છું માતા! તમવડે રે.
(પ્રેમાનન્દ; સુભદ્રાહરણ; આરમ્ભ)

---

* श्री श्लोक वामनाचे, अभंग वाणी प्रसिद्ध तुकयाची ।
ओवी ज्ञानेशाची, किंवा आर्या मयूरपंताची ॥
એ પ્રસિદ્ધ મરાઠી ગીતિ સુવિદિત છે.

અન્ય કવિયોની કૃતિયોમાંથી પણ ક્વચિત્ ક્વચિત્ હોવાં ઉદાહરણ જડશે.

આ ઉદાહરણોમાં કેટલીક વિશિષ્ટ રેખાઓ જોવા જેવી છેઃ યમક પ્રથમ અને બીજા ચરણનો છે તે ત્રીજામાં અન્તે નહિ પણ આરમ્ભના શબ્દમાં અથવા શબ્દ પછી તરત ગોઠવ્યોછે. તો એક સ્થળે તે પ્રકારની યમક ગોઠવણી પણ નથી.

મરાઠી ઓવી ઉપરથી જ આ ગુજરાતી ઓવી જેવો બન્ધ આવ્યો—એમ વક્તવ્ય નથી. માત્ર સરખા પ્રકાર સ્વતન્ત્ર રીતે રચુવાં; મરાઠી સાહિત્યમાં ઓવીના શિથિલ બન્ધમાંથી કાલક્રમે શિથિલ અભંગની ઘટના પ્રગટ થઈ, જે સંસ્કાર પામીને અર્વાચીન મરાઠી સાહિત્યમાં શ્લિષ્ટ ઘટનાયુક્ત અભંગમાં પરિણામ પામી.

---

સુજાતાની કથા

કડી ૧. ફલ્ગુસરિતા. આ નદીનો સ્થાનનિર્દેશ મૂળ પુસ્તકમાં આપેલોછે; કાંઈક ગૌણ જેવો છે. તે આ પ્રમાણે:—

ગંગા નદીના પાત્રને કિનારે કિનારે "સહસ્ર ઉદ્યાન"ની વાયવ્ય દિશાએ જતાં પર્વતમાં બે ન્હાની નદીઓ, નીલાજન (? નૈરંજના) અને મોહાન (? મોહના) ઉદ્ગમ પામેછે, ત્હેના પ્રવાહને અનુસરી, એ બંને ફલ્ગુ નદીમાં ભળી જાયછે—ને તે પાષાણમય ભૂમિમાં થઈને ગયા ભણી જાયછે.

કડી ૨ બેલી=મદદગાર. બે જણનું જોડકું તે બેલડી કહેવાયછે તે શબ્દનો સંબન્ધ 'બેલી'નો હોય. સેનાની—એ ગોમેશના કુળનું તેમ જ ગામનું નામ હતું. ગોપ જેવી ભ્રમણશીલ જાતિના લોકો સિંધમાં ઠેર ઠેર વશેલા ત્હેમના જાતિનામ ઉપરથી ત્હેમણે વસાવેલાં ગામનાં નામ હોયછે; ઉદાહરણ—હાલા તે હાલા નામના લોકો,. તેમ જ હેમના વાસનું નગર हालनजो गोठ (સિં. )=હાલાઓનું ગામ. તેમ અહિં જાતિ અને કુલ તે એક જ ગણીશું તો આ નામયોજના સમઝાશે.

કડી ૩. કાયા—સસ્કૃતમાં काय. અથવા काय એમ પું. કે નપુ. છે. ગુજરાતીમાં સ્રીલિંગ રૂપ રૂઢ થઈ ગયુંછે.

કડી ૭ પણ, આ વિયોજક અવ્યય પંક્તિના આરમ્ભમાં ગણીને વાક્ય યોજવું: 'પણ, પ્રેમપૂર્ણ જીવન પુત્ર વિના ખારું' બન્યું હતું, હતું–એટલું અનુક્ત. પ્રેમપૂર્ણ જીવન (હતું), પણ ખારું હતું (પુત્રવિના)–એમ પણ લેવાય.

સુખભંગ—સુખનો ભંગ કરનારું જીવન હતું;–અથવા સુખનો ભંગ આ રીતે) હતો–એમ સ્વતન્ત્ર વાક્ય ઘટાવવું.

કડી ૯. કે'વીઓ—કે'વી અને ઓ (ઉદ્‌ગાર વાચક) એમ ના લેતાં 'કે'વી'નું ખાસ જૂના સ્ત્રીવર્ગમાં વપરાતું બહુવચન લેવું.

કડી ૧૦. નવેદ—સં. 'નૈવેદ્ય'નું રૂપાન્તર (ગુજરાતીમાં) નવેદ નવનવાં–અહિં 'ન' વધારે પડતો લાગશે;—પણ છન્દમાં વિવિધતા દાખલ થાયછે.

નવેદ ધરાવવું=દેવને સમર્પણ માટે રજૂ કરવું. આ પ્રયોગરૂઢિ જાણીતી છે. પણ 'હું અભિમાન ધરાવુંછું,' 'હું હેવો મત ધરાવુંછું'–ઇત્યાદિમાં તો 'ધરાવવું' એ અ-ગુજરાતી પ્રયોગ મુંબાઇગરી બોલીએ ઘુસાડ્યોછે; હું એ પ્રયોગ અરુચિકર ગણુંછું.

હવા=હવે (જૂના કવિયોમાં રૂઢપ્રયોગ)–અહિંયા શબ્દ કાંઈક અપુષ્ટાર્થ લાગેછે.

કડી ૧૧. માનતા–'માન્યતા' ઉપરથી અર્થ જરાક બદલાઈને હશે. ભેટ-ધરું સપ્રેમ:—શી ભેટ? કો'ને ધરું?—એ તરત પછી આવનારી કડીમાં કહ્યુછે.

કડી ૧૧. તત્ખેવ—तत्क्षणमेव નું ગડબડિયું આદેશરૂપ ગણીશું; વાગ્વ્યાપારના સીધા નિયમો પ્રવર્તતા જણાતા નથી, તેથી. અપભ્રંશમાં હેવાં ગડબડિયાં આદેશરૂપો હેમચન્દ્રે બનાવ્યાંછે; ઉદાહરણાર્થઃ मामैषीः (તું બ્હીશ માં) એ વાક્ય જેવી ઘટનાનું મમ્મીસી (મમ્મીસડી એમ વળી ડ પ્રત્યય લગાડીને) નામ બનાવી દીધેલું હેવો આદેશ; हे सखि માટે હેલ્લિ (હે આલિ ગુજ. हला સં.); यद्यदृष्टं માટે जाइट्ठिआ.

કડી ૧૩. તલસે—तृष्यति-तरिसइ-तरसइ તલસે એમ વ્યુત્પત્તિક્રમ.

પાન—પીવાનો પદાર્થ. (આગળ ઉપર જણાશે કે દૂધમાં ચોખા રાંધીને આપ્યા'તા; તે ખાદ્ય વસ્તુ પણ પેય ગણીને આ શબ્દ અહિં સમજવાનો છે.)

આ કડી (છેલ્લા ચરણમાં-જ્યહાં એ-એટલા અક્ષરના વધારાથી) સાખી બનેછે.

કડી ૧૫. ઉર આભાર ભરી ડગ ભરતી. હેનાં ડગલાં ભરવાની રીતિમાં જ ઉરનો આભાર આવિર્ભૂત થતો હતો.

હદયા સરસો—'હૃદયા' એ જૂના કવિયોની વપરાશવાળું રૂપ છે. (હદયું-એમ કલ્પિત મૂળ શબ્દ લઈને; तत्सम સ્વરૂપ-હૃદય રાખીને+ क (हृदयक) હદયું-એમ મિશ્રવ્યાપારથી થયેલું રૂપ.)

સરસો—सदृशक:-सरिसउ-सरसो એમ વ્યુત્પત્તિક્રમ. અર્થમાં ફેરફાર: સદૃશ=સરખું; જે બે વસ્તુ સરખી હોય તે અડોઅડ મૂકીને સરખાપણું સમઝાવાય,—હેવા કાંઈ ભાવથી, અડોઅડ લાગેલું એમ અર્થ બદલાયો. 'છાતી સરસો ચાંપ્યો'-ઇ. પ્રયોગ રૂઢ છે.

ચરણ ૪ થું. શિશુએ પોતાના હાથ માતાની છાતીને વળગી રહેવાને પસારેલા (સહજજ)-તેથી 'ભેટ્યો'.

કડી ૧૬. કરી જતનઃ બીજે હાથ માથા ઉપરનાં પાત્રો ટેકવી રાખવામાં રોકાયલો હોવાથી, એક હાથે જ શિશુને છાતી સરસો દાબી રાખેલો માટે જતન કરીને,-પડી ના જાય એમ સંભાળીને-કહ્યું.

કડી ૧૭, ચરણ ૩. 'રાધા'નો 'ધા' ત્રૈમાત્રિક પ્લુત લેવાથી પંક્તિનો લય સચવાશે.

કડી ૧૮. વાળી=સ્વચ્છ કરી. 'શેરડિયે વાળી રે કે ફુલડાં વેર્યાંછે' એ પ્રસિદ્ધ પંક્તિ સરખાવો. વૃક્ષ ઉપર નાડાં વીંટવાનું કાર્ય- પૂજાવિધિના અંગ તરીકે; નાડું લાલ રંગેલું કાચા સૂતરનું બનેલું. જુઓ, જુઓ બાઈ! પ્હણે હ્હાં, આ પંક્તિમાં 'બાઈ' શબ્દના 'બા'ની બીજી માત્રા ઉપર તાલ રાખીને, અથવા 'બા' ટૂંકાવીને 'ઈ'ની પ્રથમ માત્રા ઉપર તાલ રાખીને, વાંચવાથી લય સચવાશે.

કડી ૧૮ માં તેમ જ કડી ૧૨ માં 'દેવ' શબ્દ યોજ્યોછે; મૂળમાં Wood-God (વનદેવ) શબ્દ છે.

કડી ૧૯. પદ્માસન વાળેલું હોય ત્ય્હાં પલાંઠી વાળેલી હોય,-અને હાથ જોડેલા 'જાનુ' (= ઢીંચણ) ઉપર ના આવે. મૂળમાં 'પદ્માસન' નથી.

There is the Wood-God, sitting in his place,
Revealed, with folded hands upon his knees.

આમ મૂળમાં છે. ઢીંચણ ઉપર હાથ, જોડેલા, મૂકયા હોય એ pose (આસનસ્થિતિ) બુદ્ધની કોઇ પ્રતિકૃતિમાં જોઈ નથી, અને એ સ્થિતિમાં તો ઢીંચણ ઊંચા રાખેલા સંભવે, તે સ્થિતિ પણ પ્રતાપહીન લાગે. માટે બુદ્ધનું જાણીતું પદ્માસન અહિં ઉમેર્યું; પણ હાથ ઢીંચણ ઉપર ના આવે.

જોઆ બે હાથ ચરણે છાજ્યા—એમ કર્યું હોત તો?

See how the light shines round about his brow!
How mild and great he seems, with heavenly eyes!

અહિં 'સ્વર્ગમોતી' એમ નયનનું રૂપક 'heavenly eyes' નો ભાવ દર્શાવવાને ઉમેર્યું છે.

કડી ૨૧. પ્રથમ દલમાં 'દર્શનકાજ'માં 'કાજ' શબ્દ સમાસ માટે ભેગો મૂકયોછે; બાકી ૧૨ મી માત્રાએ યતિ તો 'દર્શન' શબ્દને અંતે આવેછે.

કડી ૨૨–૨૩ હિંડી છંદ મરાઠી પિંગળનો છે. એ છંદ રા. ભોળાનાથ સારાભાઇયે ગુજરાતી કવિતાસાહિત્યમાં પ્રથમ આણ્યો. (કવિ દયારામની 'ચાહ્ય ર્હેલી અલબેલી પ્યારી રાધે!' એ ગરબીની પ્રથમ પંક્તિમાં અને આંતરાની પંક્તિયોમાં હિંડીનો લય અનાયાસ ગોઠવાયો હશે કે મરાઠી કાવ્યસાહિત્યના પરિચયને પરિણામે, તે કહેવું મુશ્કેલ છે; પરંતુ ત્હાં લય સ્વતન્ત્ર હિંડી છંદ રૂપે તો નથી જ બતાવ્યો.) હિંડીનું માપ નીચે પ્રમાણે છે:—

(ગોડબોલેકૃત 'વૃત્તદર્પણ'માં કહ્યુંછે:—ચરણ ચાર; અન્ત્ય યમક, બબ્બે ચરણમાં અથવા ચારેમાં સરખો; માત્રાનો નિયમ (વર્ણનો નથી); ચરણમાં ૧૯ માત્રા; નવમી માત્રાએ યતિ; પ્રથમ વિભાગમાં પ્હેલો ૩ માત્રાનો ગણ (*गाल, लगा*; અથવા *ललल*); પછી ૩ ગુરુ અથવા ૬ લઘુ; અથવા લઘુ ગુરુ મળીને ૬ માત્રાનો ગણ; બીજા વિભાગમાં, ૩ માત્રાનો ગણ, પછી ૩ માત્રાનો ગણ, ને પછી બે ગુરુ.

વસ્તુતઃ નીચે પ્રમાણે સ્વરૂપ છેઃ—

(I) દાલ દાલ દાલ દાલ દાલ ગા...ગા

અથવા (II) દાલ દાદા દા દાલ દાલ ગા—ગા

અને બંને વિકલ્પમાં છેવટના ગુરુ તે અનુક્રમે ૬ અને ૩ માત્રાના પ્લુત છે–તેથી ગા...ગા ને બદલે ગા...ગા... મૂકાય

અર્થાત્, નીચે પ્રમાણે દિંડીનું સ્વરૂપ બે વિકલ્પોમાં દર્શાવાયઃ–

I દાલ દાલ દાલ દાલ દાલ ગા ગા

અથવા II દાલ દાદા દાદાલ દાલ ગા ગા

[તાલસ્થાન ઊર્ધ્વરેખા ( | ) થી દર્શાવ્યાછે.]

પેટાતાલ ० સંજ્ઞાથી દર્શાવ્યાછે. દિંડીની ગેયતા વિચારતાં, વસ્તુતઃ છેવટના બે ગુરુ તે પ્લુત છે, પ્રથમનો ૭ માત્રાનો, બીજો ત્રણ માત્રાનો તેથી ગા ગા ને બદલે ગા ૬ ગા ૩ એમ મૂકાય, તો પૂર્ણ સ્વરૂપ પ્રતિબિમ્બિત થાય.

તાલવ્યવસ્થાઃ–૪ થી, ૧૦ મી, ૧૬ મી, અને ૨૨ મી માત્રાઓ ઉપર તાલ આવેછે (મુખ્ય તાલ); અને ૧ લી, ૭ મી, ૧૩ મી અને ૧૯ મી ઉપર પેટાતાલ.

(પ્લુતદર્શન સ્વીકારીને જ તાલસ્થાન ને પેટાતાલસ્થાન ૨૨ મી અને ૨૬ મી માત્રાએ બતાવ્યાંછે.)

વસ્તુતઃ I વાળો વિકલ્પ II વાળામાં અંતર્ભાવ પામેછે. પરંતુ પેટાતાલના દર્શન માટે બે વિકલ્પો જુદા મૂક્યાછે. ઉદા. I વિકલ્પમાં ૭ મી માત્રા (પેટાતાલવાળી) ત્રીજી દા ની પ્રથમ માત્રાએ સ્પષ્ટ છે, પણ II વિકલ્પમાં એ જ ૭ મી માત્રા દા ની બીજી માત્રા સ્થાને હોઈ પેટાતાલ ઝીલેછે. અર્થાત્ બીજી માત્રા ઉપર પેટાતાલ હોય તે II માં નિગૂઢ કોઈ સ્થળે હોય તે I માં પ્રથમ માત્રાનું સ્થાન લઈ પ્રગટ રહેછે.

નોંધઃ–ગોડબોલેના 'વૃત્તદર્પણ'માંથી ઉતારો આપ્યોછે તે પછીનો ભાગ મ્હેં ફલિતસિદ્ધાન્ત (*corollary*) રૂપે વિસ્તારથી મૂક્યોછે.

કડી ૨૨ ઉત્તરાર્ધ અન્વયઃ–દીન દાસી હું દયાદાન યાચુંછું; (ત્હારું) નવીન દર્શન ધન્ય (ધન્યના અર્પનારું) છે. ધન્ય–ધનયુક્ત, માટે ભાગ્યયુક્ત.

કડી ૨૩. પૂર્વાર્ધ—અહિં દહિં અને દૂધ અર્પ્યાં કવિ કહેછે. (કડી ૨૪ ઉત્તરદલમાં પણ તે જ પદાર્થ છે.) અને થોડીવાર પછી જ કડાવના ઉત્તર ભાગમાં દૂધપાક લાવી એમ જણાયછે. મૂળમાંના વિરોધને વળગી રહ્યો છું.

નવાજ્યું-ભેટ આપ્યું, એ અર્થમાં અહિં છે. મૂળ ફારસીમાં તો નવાખ્તન=મહેરબાની કરવી; ગરીબ નવાજ=ગરીબ ઉપર કૃપા કરનાર, પછી ગુજરાતીમાં 'વધાવવું' એમ અર્થ થઈને દ્વારા આ બીજો અર્થ રૂઢ થવા ગયોછે.

કડી ૨૪. દહિંની ધાર; મૂળમાં પણ છે. દહિં પાતળું હશે.

કડી ૨૫. સુગન્ધ, દ્રવ્યો.-(અત્તર વગેરે). દ્રવ્ય=પદાર્થ. આ બે શબ્દો વચ્ચે વિયોગચિહ્ન મૂકવાનું કારણ એ કે 'દ્ર'ના સંયુક્ત સ્વરૂપથી પૂર્વનો અકાર ગુરુ નથી કરવો, છન્દની સાચવણી માટે.

મર્દન કર્યાં:—દ્રવ્યોનું મર્દન કર્યું. મર્દન કર્યો. એ 'મર્દ્યાં'ના અર્થમાં આખું ક્રિયાપદ બનાવ્યું, હેવા પ્રયોગ બહુવાર થાયછે; અર્થશુદ્ધિનું મર્દન થાયછે છતાં.

કડી ૨૬. પૂર્વાર્ધ—*ભોજન કરતી વખતે મૌન રાખવું એ સાધુનાં ધર્મમનો એક છે.*

ઉત્તરાર્ધ—માતા. શિશુને લઈને, માનેલી માનતા પૂર્ણ કરવાને આવેલી, માટે માતા એ શિશુનો સાપેક્ષ શબ્દ અહિં છે. પૂજ્ય પુરુષને જમાડતી હતી તેથી પરિચિત સામીપ્ય ના રાખતાં દૂર અને આદર-વૃત્તિથી ઊભી; હર્ષથી એટલા માટે કે માનતા માનેલી સફળ થઈ અને ધરેલું ભોજન સાધુજને સ્વીકાર્યું.

કડી ૨૮. ભોજનથી શરીરનું પોષણ થતાં આત્મામાં પણ સ્ફૂર્તિ આવી; એટલું જ નહિ પણ ઉચ્ચ આધ્યાત્મિક પ્રદેશમાં ઊડવા, વિહાર કરવા, યોગ્યતા પ્રાપ્ત થઈ. 'દિવ્ય સત્યની ભૂમિ ભણી ઊડવા થયો સમર્થ ધણો'-એમ કડી ૩૦ માં વિશેષ રીતે વચન છે.

शरीरमाद्यं खलु धर्मसाधनं એ વચનનો અહિં પરંપરાગત સંબન્ધ આવશે. Mens sana in corpore sano (Sound mind in a sound body)એ ઉક્તિ પણ સ્મરી સકાશે.

કડી ૩૨. ઉત્તરાર્ધ—મુજ પેટથી જો પ્રસવ ક્ષેમે થયા હો, તો મ્હારો આનન્દ સમાય નહિં હેવો થશે.—આમ અન્વયાર્થ.

કડી ૩૪. કટાવ—આ માત્ર વર્ણની સંખ્યા ઉપર આધાર રાખનારો, (અલબત્ત તાલવ્યવસ્થાવાળો) છન્દ છે. કોઇ પંડિતો રોળાવૃત્તને કટાવનું રૂપાન્તર ગણવા જાયછે (રોળાની યતિવ્યવસ્થા તથા યમકયોજનાનું વિસ્મરણ જ કરીને); કોઈ પંડિતો વળી "કહાનૂડો કામણગારો રે" એ દયારામની ગરબીના આંતરાની પંક્તિયોમાં કટાવનું સ્વરૂપ જુવે છે (જો કે 'ચરણાકુલ' છન્દનું સ્વરૂપ હેમાં વધારે સુઘટિત રીતે બેસેછે);—પરંતુ એ સર્વ ખેલાડીના ખેલોને ભૂલી જઈશું, અને કટાવને કટાવ તરીકે જ ઓળખીશું તો બસ છે.

"પુત્રની માતા"—આ વચનમાં લક્ષ્યાર્થ તથા વ્યઙ્ગ્યાર્થ ઉપર કડી ૨૬ ને અંગે બતાવ્યા પ્રમાણે યથાઘટિત ફેરફારથી લેવાની સૂચના કરૂંછું: સુજાતા તે સુજાતા તરીકે અહિં નથી; અત્યારે એ પુત્રની માતા તરીકે વિચારમાં અગ્રસ્થાન ભોગવેછે; માટે "ભરી ઉલાસે."

નવ ખેડેલી—નવીન ખેડેલી. તાજી ખેડેલી. અર્થાત્ એ જમીનનો કસ એ પૂર્વે બીજા કોઇ અનાજે લીધેલો નહિં.

પાયસ—દૂધપાક. (પયસ્=દૂધ—તે ઉપરથી).

કડી ૩૬ કુળ ઉધારતો—ભવિષ્યમાં હમારા કુળને ઉદ્ધારશે—બ્રાહ્મણજસિદ્ધાનથી તેમ જ સત્કર્મથી—એ આશાથી નિશ્ચયાર્થ વચન આ છે.

કડી ૩૬માંથી ૩૭ માં વૃત્તાન્ત અને પાત્રોની ચેષ્ટા બંને બાબતમાં સંક્રમણ જરાક ત્વરિત લાગેછે. સુજાતા બોલી રહી અને સિદ્ધાર્થ એકાએક જ ચેતવણી વગર, શિશુના મુખ ઉપરનું પટ ઉપાડીને જુવેછે. આ કૃતિમાં અનૌચિત્ય કોઇને લાગે તો સાધુજનના privilege (વિશેષાધિકાર)થી સમાધાન કરાશે.

કડી ૩૭. ઉપરના અનૌચિત્યાભાસનો પરિહાર 'ભાવે' અને 'ધારે' એ શબ્દોમાં સૂચવાતી પ્રેમભાવની મૃદુતાથી પણ થાયછે.

મુખપરનો પાલવ ખસતાની સાથે પ્રથમ દૃષ્ટિપાતમાં અંગૂઠો ધાવતા શિશુનું દર્શન—એ વિરલ ધન્યતા અને ચિત્રનું સૌન્દર્ય સૂચવાયછે.

કડી ૩૯. આશિષ દઈને બોલ્યા—એમ છે ત્હેમાં પ્રથમ આશિષ અને પછી વાક્ય બોલ્યા તે એમ ક્રમ નથી. જે વાક્ય બોલ્યા તે જ આશીર્વચન હતું.

માતાને લાંબું સુખ ભોગવવાની આશિષ દીધી અને શિશુને જીવનદુઃખનો ભાર સરલતાથી વહે એમ આશિષ દીધી. 'વહી નાંખજો' માંની ક્રિયાનો કર્તા 'સુન્દર બાળક તાહરો' તે છે.

બુદ્ધને તો જીવન તે દુઃખ જ છે—એ મંતવ્ય માટે આ પ્રકારની આશિષ; જો કે 'લાંબું સુખ ભોગવજો!' એમ માતાને તો આશિષ દઈ ચૂક્યાછે.

કડી ૪૦. 'સુન્દર બાળ નિહાળિયો' એ આ ગીતના આરમ્ભ-ભાગમાંથી ધ્રુવ પદ તરીકે લીધુંછે, પણ સમગ્ર રૂપે નહિં, તે તે કડીની સાથે અર્થભેદ થતાં અર્થ રૂપાન્તર કરીને; તે પ્રમાણે આ કડીમાંનું રૂપાન્તર—'સુન્દર બાળ નિહાળું હું' ક્ષણભર વિશિષ્ટ અર્થકાર્ય કરતું ના લાગે, તો આટલો પૂર્વવાક્ય જોડે સંમ્બન્ધ ધ્યાનમાં રાખવાથી સમાધાન થશેઃ આ સુન્દર બાળને હું અત્યારે નિહાળુંછું તે કેવળ ત્હારી તરફ સામાન્ય મનુજબન્ધુ તરીકે જ—બન્ધુભાવની સહાનુભૂતિથી જ—; કોઇ ઊંચી કક્ષામાંથી આવેલા સ્વર્ગના દેવની દૃષ્ટિથી નહિં.

કડી ૪૧. સુદૂર—રાજપુત્ર તરીકે જે રાજ્યદેશમાં હું હતો ત્હેહાંથી સુદૂર.

પટ—સં. પટ્ટનું પટ્ટ એમ પ્રાચીન કાવ્યોમાં વપરાયછે તેટલે સુધી ના જતાં મૂળ રૂપ રાખ્યું, પણ માત્રાની સાચવણી માટે ટ્નો (આખો) ટ કર્યો.

બુદ્ધ બનીને સિદ્ધાર્થ પાછો પિતાના નગરમાં આવ્યો ત્યારે રાહુલ સાત વર્ષનો થયો હતો; 'વિયોગિની યશોધરા' કાવ્યની કડી ૩૮ જુવોઃ "વર્ષ સાત તણો દિવ્ય બાળ."—તે જ વખતે બુદ્ધ ઘર તરફ આવેછે એમ વાતો બે બ્હેંપારીઓ યશોધરા કને લાવેછે. સિદ્ધાર્થ રાજમહેલ છોડીને ચાલ્યો ગયો ત્યારે રાહુલ હજી યશોધરાના ઉદરમાં જીવરેંડુરણની દશામાં—અર્થાત્ ત્રણ ચાર માસની ગર્ભાવસ્થામાં—હતો. 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યની કડી ૬ જુવો; "શિશુ વહું ઉદરે તુજ તે રડુરે."

ગોતું–સોધુ સ ગુપ્ત (=સતાયલું)–આ ગુપ્ત તે ઉપરથી ગોત, અને તે ઉપરથી અર્થમા ક્રમાન્તર સાથે ક્રિયાપદમા રૂપાન્તર થયું; ગુપ્ત વસ્તુ સોધી કાઢવાની હોય, માટે 'સોધવુ.' (ગુપ્તં–ગોતું–ગોત્યું; તે ભૂતકૃદન્ત મનાઈ ગોત્ ધાતુ કલ્પાયો ) આમ જરા દૂરાન્વેષણવાળી વ્યુત્પત્તિ સૂચવાયછે પરતુ હેમચન્દ્રની 'દેશીનામમાલા' II–109 મા ઘુત્તિઅ (=गवेषित) છે, તેથી એ દેશ્ય મૂળ જ સતોષકારક ગણાય. (Guj. Language and Literature, Vol I, p. 315, n 57 જુવો) – પછી દે ઘુત્તિઅ એ શબ્દ જાતે જ ગુપ્ત–ગુત્ત ઉપરથી હોય તો કોણ જાણે

"સોધુ જ્યોતિ હુ ગૂઢ, સુન્દર તુજ બાળક સમો." તે જ પ્રમાણે કડી ૪૨ તથા ૪૩ ના ધ્રુવપદ (રૂપાન્તરિત ધ્રુવપદ) મા, એ અદ્ભુત જ્ઞાનજ્યોતિને આ દિવ્યલોકમાના અભિનવ પ્હેરોણા–શિશુ–ના જેવા કહીને શિશુત્વનું ચઢિયાતું દિવ્યત્વ ઝળકાવ્યુંછે –આ કલ્પના–આ ઉપમાની કલ્પના–મૂળમા નથી, ર્હે ગાયની ઉમેરવાની પ્રગલ્ભતા કરીછે.

કડી ૪૩ કાયા નિર્મળ થઈ–ત્યદી પડે તે દશામાં દિવ્ય જ્યોતિનુ દર્શન થાય, એ યોગના સપ્રવમાં એક સત્ય નિગૂઢ છે લૌતિક પદાર્થોનું પોષણ શરીરને પુષ્ટ બનાવવાની સાથે, ભૌતિક સ્થૂલ વાતાવરણથી મનુષ્યને વીંટી લેછે, ને તેથી આધ્યાત્મિક સત્યનું દર્શન એ પડદા પાછળ સત્યને રાખીને કાઈક અશક્ય બનાવેછે. કાયાની ક્ષીણતાની સાથે એ પડદો ખશી જઈ, તિરસ્કરિણીનું આવરણ જતુ રહી, સત્યનો જ્યોતિ પ્રત્યક્ષ થાયછે આ અનુભવને યોગીજનોજ સાક્ષી આપી સકશે.

આ દૃષ્ટિને પરાકાષ્ઠાએ ના લઈ જવા માટે પાછળ કડી ૨૮ તથા ૩૦ માં ભોજન મળવાથી સિદ્ધાર્થનો આત્મા 'ઊંચે વિહાર જોગ બન્યો' 'દિવ્ય સત્યની ભૂમિ ભણી ઊડવા થયો સમર્થ ઘણો'–એમ પણ કહી દીધુ છે. આ બને પરસ્પર વિરુદ્ધ ભાસતા દર્શનો, વસ્તુત. સત્યના જુદાં જુદા પાસાં છે.

ક્ષીણ કાયામા થયેલું જ્યોતિર્દર્શન spiritual hysteria નું પણ સભવે એ માન્યતાને સ્થાન અહિં આપવુ કે કેમ? એ પ્રશ્ન અહિં ચર્ચવાને માટે અવકાશ નથી

કડી ૪૪–૪૫ જીવનને કુ ખરૂપ જોનાર બુદ્ધદેવને સુજાતાના શાન્તસુખમય જીવનના દર્શનથી કુતૂહલ થાયછે અને આ પ્રશ્ન પૂછેછે.

જીવનમાં સુખમાધુર્ય મેળવનારી ત્હેને જીવન અને પ્રેમ એ બે વસ્તુઓ બસ તૃપ્તિ આપનારી લાગેછે? જ્ઞાન, તપોબળથી સાધ્ય જ્ઞાન, વિના ખરું સુખ ના મળે એ મતમાં શ્રદ્ધા રાખનારના આ કુતૂહલ પ્રશ્નમાં સંદેહ શંકાની ગુપ્ત સ્ફુરણ સ્પષ્ટ હતી.

કડી ૪૭-૪૮. જ્ઞાનનો મહાન્ ભાર વ્હેંવાને અસમર્થ દીન સુજાતાનું હૃદય જીવનસુખ અને પ્રેમ એ સુન્દર, અલ્પભારી છતાં સુન્દર, ભાવનાઓ ઝીલવાને સમર્થ છે, તે બતાવવાને કવિ દૃષ્ટાન્તાલંકાર (કે પ્રતિવસ્તૂપમાલંકાર) વડે ઉત્તર અહિં સુજાતાના મુખમાં મૂકેછે. વિશાળ ક્ષેત્ર તે (અનુક્ત) જ્ઞાનરૂપી ભારે વૃષ્ટિનું ઝીલનારું પાત્ર, એ બુદ્ધ જેવા મહાત્માઓનાં સમર્થ મનનું ઉપમાન; અલ્પ વર્ષાબિન્દુ તે પ્રેમ અને જીવનસુખની ભાવનાનું ઉપમાન; સુજાતાના દીનહૃદયનું ઉપમાન કુમુદપુટનું મુખ.

કડી ૫૦થી ૫૪માં સુજાતા પોતાનું નિત્યજીવનનું આહ્નિક વર્ણવેછે.

કડી ૫૦. દેવ-સ્તવન—આ સમાસમાં વચ્ચે અર્ધવિયોગચિહ્ન (– એમ) મૂકવાથી 'સ્ત' એ સંયુક્તાક્ષરથી 'વ'નો 'અ' ગુરુ નથી કરવાનો તે સૂચવાયછે. તેમ ગુરુ કરો, તો 'ઉચ્ચારું'ને બદલે 'ઉચારું' એમ વાંચવું, એટલે માત્રાલય સચવાશે.

કડી ૫૧. મૂળમાં *trim the tulsi plant* છે–તે જરાક બદલીને સીંચવાનું કાર્ય મૂકયુંછે. કારણ સ્પષ્ટ છે. કળથી—યુક્તિથી. દાસીઓની પ્રત્યેકની યોગ્યતા, કુશળતા, કામનો ભાર સહન કરવાની શક્તિ, અને તે તે કામ યથાયોગ્ય થવાનો સંભવ વગેરે વિચારીને કામની સોંપરત કરવામાં ગૃહિણીની કુશળતા અહિં સૂચવાયછે.

કડી ૫૨. આ પતિસેવા આ નવીન સ્ત્રીયુગમાં આદર્શરૂપ નહિં ગણાય, માટે આ જૂના યુગના ચિત્રમાં દૂષણ જોનાર ટીકા કરનારાઓ નીકળે તો ત્હેમને ઇતિહાસનાં પાનાં જોવતાં શીખવવું પડશે.

'ગીતો ગાઉં ઉમંગે'—બાળકને ઊંઘાડવાને માતા હાલરડાં ગાય; પતિને ઊંઘાડવાને પત્ની ગીતો ગાય,–એ યોજનામાં કોઇને અનૌચિત્ય લાગે તો નિરુપાય। આ ચિત્રની મધુરતા બચાવમાં આવશે એમ આશા છે. એ મધુર ચિત્રનો યશ અપયશ મૂળ કાવ્યને જ છે.

કડી ૫૩. જોઇતું જોઇતું પીરસતી જાય, એમ ચિત્ર નથી મૂક્યું. તેથી બેસવાને બદલે જમતા જોતી ઊભી રાખીછે. એમ કવિની મરજી!

કડી ૫૪. દેવદર્શન તે ભક્તિનું સ્થાન, તે ઉપરાંત સખીમંડળનું social gathering (સ્નેહસંમેલન) પણ ખરું. સુજાના જેવી સુશીલ સ્ત્રીને કુથલીનું સ્થાન નહિ.

પં. ૨ જી. ત્હ્યાં=એટલામાં. તારા ઊગે કે તરત નિદ્રામાં પોઢે એમ શબ્દશઃ અર્થ લેવાની જરૂર નથી. નિત્યકર્મ કશું અનશિષ્ટ રહ્યું નહિ, એટલું જ વક્તવ્ય જણાયછે.

કડી ૫૫. સુખસરિતામાં તણાતી જાઉં.—આમ તણાતા જવાની સ્થિતિમાં અવશતા સાથે કાંઇક અનિષ્ટતાનો ભાસ થશે; પરંતુ વક્તવ્યભાર એ છે કે સુખ સતત વહી જતું ભોગવું છું, ત્હેમાં હું મ્હારી સ્વેચ્છારહિત જ જીવનનિર્ગમન કરુંછું.

ઉત્તરાર્ધ—સ્વર્ગ અપાવે એ પુત્ર(ને) મ્હેં છાતી સરસો રાખ્યોછે એમ અન્વય. સુખની પરાકાષ્ઠા આ પુત્રપ્રાપ્તિ, એ સ્થિતિમાં હું સુખ-સરિતામાં શા માટે વહન ન કરું?

સ્વર્ગ અપાવે.–પુત્ર થાય તો મરણ પછી પિતાને સ્વર્ગપ્રાપ્તિ થાય એ જૂના સમયની માન્યતા છે: पुंनाम्नो नरकान् त्रायते इति पुत्रः એમ વ્યુત્પત્તિ પણ આ અર્થે કલ્પાઇછે.

કડી ૫૮ મન્ત્રના દ્રષ્ટાઓ, ઋષિઓ, દેવો સાથે સાક્ષાત્ વાર્તાલાપ કરતા હતા, ત્હેવા ઋષિઓનાં વચન હું માનું જ; ત્હેમના કરતાં વધારે ડાહી થવાની મ્હારી ઇચ્છા નથી, મ્હારું ગજું નથી. માટે જ કડી ૫૯ ઉમેરેછે કે પુણ્ય અને મોક્ષના માર્ગ ઋષિજનોએ પ્રત્યક્ષવત્ જાણ્યાછે; ત્હ્યાં હું તે કોણ માત્ર?

માત્ર—સં. માત્રા=પ્રમાણ; માપ. મ્હારું તે શુ માપ? कियती मात्रा એ રૂઢવચન આ સાથે જોડાશે.

કડી ૬૦. સુણવે—સુણાવે (કવિતામાં પદ્યરચનાની સગવડે કરેલું રૂપાન્તર; ચલાવે, ચલવે; પકાવે, પકવે; ઇત્યાદિ રૂપોની સામ્યની મદદથી થયેલું).

ગીતા:-આગળ કડી ૬૧ થી ૬૫ માં જે બોધતત્ત્વો દર્શાવ્યાંછે

દેના સાદા, છતાં ઊંડા, સત્યને લીધે દીનતાની (દીનજનને તૃપ્તિ આપનારી) 'ગીતા' કહીને ઉચ્ચ પવિત્ર પદવી આ ગાનને આપીછે.

કડી ૬૩. ગાથા આ શબ્દનો મૂળ અર્થ અમુક પ્રકારની છન્દયોજના છે. પરંતુ ધર્મતત્ત્વો 'ગાથા'માં દર્શાવાય એ સહયોજનબળે આદિ ધર્મગ્રંથ સૂત્ર જેવો અર્થ લેવાનો છે. ગૈ=ગાવું–ધાતુ ઉપરથી ગાથા વેદથી ઇતર ધાર્મિક પદ એમ પણ ગાથાનો અર્થ છે. (પ્રાકૃતમાં રચાયલી આર્યા તે ગાથા કહેવાતી. હેમચન્દ્રના 'છન્દોનુશાસન'માં "આર્યા"નું લક્ષણ જુવો.)

કડી ૬૪–૬૫ શુભકર્મના ફલપરિપાક માટે ન્યાયશાસ્ત્ર જેવું અનુમાન પ્રમાણ અહિં રજૂ કર્યુંછે. અખૂટ શ્રદ્ધાના બળની પુષ્ટિ લઈને; તે સાથે તાંદુલબીજનું દૃષ્ટાન્ત, સાદૃશ્યબળે ઉમેરવાને, મૂક્યુંછે.

શતકપૂર–સો ગણાં ધારણ કરનાર. ઊંબી–ઘઉં, ડાંગર અને જવ એ ધાન્યોના કણ જે ડોડામાં એકત્ર હોય તેનું નામ ઊંબી. 'ઊંબીમાં તો ઊપજે ઘઉં, ડાંગર, જવ હોય'–કવિ દલપતરામ.

કડી ૬૬. જ્ઞાનગીત. જ્ઞાનની સ્તુતિ કરનારાં વચન. સંગીતમય રચના એમ અર્થ નથી લેવાનો. જ્ઞાનગાથા એટલું જ.

કડી ૬૭. અત્યાર સુધી સુખવાદી માન્યતાઓ દર્શાવી; પરંતુ, દુઃખવાદી મતનો નહિ, પણ, જીવનમાંનો દુઃખપક્ષ બતાવનારો મત કડી ૬૮ થી ૭૨ માં દર્શાવેછે. ('અવશ્ય શાન્તિ સુખકર અંતે થાય જો'–(કડી ૭૨ પં. ૪ થી) એ સુખવાદ જ નીતરેછે.

કડી ૬૮–૭૨. જીવન સુખદુખરંગિયું.

છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી;
તો એ કટુત્વ હરતાં સુખબિન્દુયોગે,
થાએ જ સહ્ય કંઈ જીવન મૃત્યુલોકે."
અંધાર કેરી ઘનશ્યામળી પાંખ એક,
તારાતણી ચળકતી વળી અન્ય છેક;–
બે પાંખ એહ ધરતો મુજ આત્મપંખી,
ઊડશે જરી અમરભૂમિ સુદૂર ઝંખી."

(હૃદયવીણા; 'શુક્રતારા' કાવ્યની છેલ્લી બે કડીઓ) સરખાવો.

કડી ૬૭. અન્ય=બીજું. (વિશેષણ નથી. જાતે જ નામને સ્થાને છે. અન્યવાત.)

ઉત્તરાર્ધ.–જ્ઞાનપોથીનું (દુઃખપ્રસંગોના સંભવ દર્શાવતું) અન્ય પાનું ઊકેલ્યું; તે પણ સત્યનો એક પક્ષ હોવાથી 'સત્યજ્યોતિ'નું કહ્યું.

કડી ૭૦. બીજી પંક્તિને આરમ્ભે (અર્થ સંદર્ભાર્થે) "તો" એ શબ્દ સમજવો.

પં. ૩. એટલો એટલે બીજી પંક્તિમાં કહ્યું તેટલો (કરો કરો કરોડ વરસ જેટલો).

આ વિશે સ્મૃતિવચન મળતું નથી; મળેછે તે તો સહગમન માટેનું, તે આ પ્રમાણે છેઃ–

तिस्रः कोटयोऽर्धकोटी च यानि लोमानि मानवे ।
तावत्कालं वसेत् स्वर्गे भर्तारं यानुगच्छति ॥

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (૩–૮૬)માં મિતાક્ષરા આ વચન શંખ અને આંગિરસનું કરીને ઉપસ્થિત કરેછે.

પંક્તિ ૪. વેદ અને સ્મૃતિ એ અમોલ વચન વદે (છે)–એમ વાક્યાન્વય લેવો.

કડી ૭૧. પોતાનું જીવન સુખમાં વહી જાયછે, તથાપિ દુઃખના સંભવો, જગતમાં અન્યજનોના કરુણ વૃત્તાન્તો સમભાવથી જોઈને, તેમ જ પોતાને વિશે સંભવકલ્પના કરીને, સુજાતા પોતાના જીવનમાં પણ દુઃખનો પ્રસંગ આવતાં નવીન શ્રદ્ધાબળને લીધે, ભયરહિત રહી સુખમાં જ રહી સકેછે.

પં. ૨. જીવનને હું સુખમાં સરકાવુંછું. સરકાવું નું કર્મ–જીવન. 'સરકાવવું' એ 'સરકવું' નું પ્રેરક બેદનું રૂપ.

પં. ૩. દીન, દુષ્ટ, કે પાપીજનનાં એમ અન્વય લઈ બીજી પંક્તિના 'જીવન' જોડે વિશેષણ વિશેષ્ય સંબન્ધ લેવો. (ષષ્ઠ્યન્ત ૦ નાં તે વિશેષણ)

કડી ૭૩. પોતે બોધક (બીજાઓને બોધ આપનારો)–હેને તું (સુજાતા) આજ અપૂર્વ બોધ આપેછે, શુષ્કજ્ઞાન કરતાં આર્દ્ર ભક્તિ શ્રદ્ધા ચઢે એમ ઉત્તરદલનો ભાવાર્થ.

કડી ૭૪-૭૫. અહિં પ્રતિવસ્તૂપમા અલંકાર છે; જો કે આરમ્ભમાં 'કુસુમ' એ સંબોધનમાં રૂપકની છાયા છે; તથાપિ સમગ્ર વચનમાં પ્રતિવસ્તૂપમા (કે દૃષ્ટાન્ત) છે.

. કડી ૭૬. તું અજાણનાં (તું પોતે નથી જાણતી છતાં) જ્ઞાનરૂપ છે.

. કડી ૮૨. સમ્માસંબુદ્ધ—સમ્યક્‌નું પાલીરૂપ સમ્મા. પૂર્ણ રીતે, સારી રીતે, જ્ઞાન પામેલા. સિદ્ધાર્થ તપ વગેરેને અંતે, મારવિજય કર્યા પછી, સમ્માસંબુદ્ધ બનેછે તે વાત આ પછીના 'બુદ્ધનું પ્રલોભન' કાવ્યના અન્તિમ ભાગમાં છે.

કડી ૮૩, ચરણ ૪. ક્ષીર—૧. દૂધ, પછી ૨. દૂધપાક. (બહુવં ક્ષીરભોજનમ્).

કડી ૮૪. બોધિતરુ.

બોધિ=૧. પૂર્ણ જ્ઞાન, જ્ઞાનપ્રકાશ. ૨. બુદ્ધની પ્રકાશ પામેલી બુદ્ધિ. ૩. પવિત્ર અશ્વત્થ (વડ ?) વૃક્ષ. પછી—૪. જે વૃક્ષ નીચે સિદ્ધાર્થને જ્ઞાનપ્રાપ્તિ થઈ તે પૂજ્ય વૃક્ષ.

બુદ્ધ જુદા જુદા યુગમાં, જુદા જુદા થઈ ગયા મનાયછે. દરેક બુદ્ધનું બોધિ વૃક્ષ જુદું જુદું હતું. ગૌતમ બુદ્ધનું બોધિતરુ અશ્વત્થ વૃક્ષ હતું. સામાન્ય કથા વડ કહેછે. અશ્વત્થ તે તો પીપળો.

કડી ૮૫ (જ્યોતિ) થારી પ્રગટ નાથને ગોતી"—બુદ્ધ પોતે જ્યોતિને નહિ સોધિ, જ્યોતિ જાતે જ બુદ્ધને સોધતો સોધતો આવીને પ્રગટ થશે.

"beneath whose leaves It was ordained the Truth should come to Buddha એમ મૂળમાં છે. "should come to Buddha એ વચનમાં સમાયલા અર્થને અહિં ભાષાન્તરમાં વિશેષ બળના વચનમાં મૂકયોછે.

"સોધું સત્ય અતિ ગૂઢ તે મળતાં લગીં ફરું નાહિં" એમ અન્યત્ર ('મહાભિનિષ્ક્રમણ', કડી ૩૨ માં) લખ્યુંછે તે બુદ્ધનું પોતાનું નમ્ર વચન હતું. અહિં તો બુદ્ધના ભક્તની વાણી છે તેથી જ્યોતિને બુદ્ધની શોધ કરતો વર્ણવ્યોછે; મહત્ત્વ વધારીને. જોકે એ જ કાવ્યમાં (કડી ૨૯ માં) "જ્યોતિ પ્રગટે" એમ પણ સ્વયંકૃતિ જ્યોતિને અંશતઃ અપાયછે

આ કાવ્યના અંતભાગમાં બુદ્ધને સુજાતાની જોડે વાત થયા પછી સ્થળ કાંઈક બદલીને ચાલ્યાનું કહેછે અર્થાત્, બોધિવૃક્ષ કાંઈક નજીક જ પણ અન્ય સ્થળે હતું એમ જણાવ્યુંછે. કેટલાક પુસ્તકોમાં બોધિવૃક્ષ નીચે જ સુજાતા મળી એમ છે (Rhys Davids: Buddhism; p. 39).

## बुद्धनुं प्रलोभन.

કડી ૧. માર=૧. મૃત્યુ; ૨. મૃત્યુ આપનું;-૩. પ્રલોભન આપનાર દુષ્ટ સત્ત્વ. (the Tempter; ક્રિશ્ચન મતમાં Satan (શયતાન)ને Tempter (લલચાવનાર) કહેછે તે મારનું જ પ્રતિરૂપ.

(કામદેવનાં અનેક નામો છે. मदनो मन्मथो मारः प्रद्युम्नो मीनकेतनः ઇત્યાદિ-હેમાં માર=કામદેવ. પણ બૌદ્ધ ગ્રન્થોમાં માર તે પાપવૃત્તિનો અધિદેવ, અને કામ તે તો હેના સૈન્યમાંનો એક.) મારની ત્રણ પુત્રીઓ—तृष्णा (કામલાલસા), रति (પ્રેમ), અને अरति (ક્રોધ); ઇત્યાદિ વીગતોમાં ઊતરવાની જરૂર નથી.

નિમાસતો—સં. मृशति, विमर्शति, પ્રા. विमस्सइ-નિમાસે,=ચિન્તે; વિચારે.

(પશ્ચાત્તાપ કરવો એ અર્થ ગુજરાતીમાં ભ્રમમૂલક પેઠોછે.)

તેઅળે; એટલે એ જ્યોતિના બળથી.

---

કડી ૩ ની પછી, મૂળમાંની ૧૯ પંક્તિઓ ટાળી દીધીછે, બુદ્ધને વિરોધ કરવા મારેના સુદ્ધનું સામાન્ય (પણ સમર્થ) વર્ણન હેમાં છે.

કડી ૪. દસ પાપ—એ એક પછી એક થોડીવાર પછી નામનિર્દેશથી આવવાનાં છે. છતાં, સગવડ ખાતર, એ દસની નામગણના તથા અર્થ નીચે એકત્ર કરીને મૂક્યાંછેઃ—

૧. अत्तवादो (आत्मवाद); હું અને મ્હારું એ વસ્તુતઃ અસ્તિત્વમાં છે એ માન્યતા.

[બૌદ્ધ મતમાં આત્મા જેવી વસ્તુનું અસ્તિત્વ જ માન્યું નથી, એમ એક મત છે; હેને આ અર્થથી પુષ્ટિ મળેછે. બીજો મત છે કે બુદ્ધ ભગવાને આત્મા વિશે ચર્ચા કર-

વાતી જ અનિચ્છા બતાવેલી; આત્મવાદ એટલે અહંભાવ એટલું જ ઉદ્દિષ્ટ હતું. પૂર્વોક્ત મતને પુષ્ટિ આપનારાં પ્રમાણો વધારે સબળ છે. અહિં વિશેષ ચર્ચા અસ્થાને છે.]

૨. विचिकिच्छा (विचिकित्सा)=Doubt; શંકા, સંદેહ.

૩. सीलब्बतपरामासो (शीलव्रतपरामर्शः)=કર્મકાણ્ડ, યજ્ઞયાગનો દમ્ભ. મનુષ્યને સતત જીવન (પુનર્જન્મ પરંપરા) જોડે બાંધી રાખનારાં સંયોજનોમાંનું એક આ છે.

Childers આ શબ્દનો ઉપર પ્રમાણે ફલિતાર્થ આપતાં—તેનો અવયવાર્થ જુદા જુદા ક્રમમાં લઈને ઘટાવેછે. અને અંતે કહેછેઃ the word entirely requires further elucidation. આપણા પ્રયોજન માટે ઉપર દર્શાવેલો અર્થ બસ છે.

૪ काम=सर्व राग (=passions) નો રાજા, પ્રેમને નીચું રૂપ આપનારો, સ્ત્રીપુરુષના અધમ સંબન્ધનો પોષક, વિકાર, (Lust, sexual desire).

૫. प्रतिघमति=Hate; દ્વેષબુદ્ધિ.

૬. रूपराग=રૂપ (= આકાર) વાળાં સત્ત્વો સારૂં ઝંખના (passion for beings with forms).

૭. अरूपराग= આકાર વિનાની વસ્તુઓ અને સત્ત્વો, ઉદા૦ કીર્તિ, પરલોક, ઇત્યાદિ માટે તૃષ્ણા.

૮. मानो (मानः)= ગર્વ.

૯. उद्धच्चं (औद्धत्य) = ફૂલાઈ જવું; પોકળ ગર્વ; Vanity; being puffed-up.

૧૦ अविद्या=અજ્ઞાન; ignorance.

કડી ૫.–અહિં છેલ્લી બે પંક્તિયો (મૂળમાંની રહી ગયેલી તે) પાછળથી ઉમેરીછે; તેથી છ ચરણની કડી કરીછે. એ પંક્તિઓનો સાર એટલો જ છે કે આત્મવાદને પરિણામે 'કુલપુસ્તીમાં એકલો, જ્યહાં જોઉં ત્યહાં મ્હારું નામ' હેવા ભાવથી જેમ દર્પણમાં પોતે પોતાનું રૂપ જોઈને મુગ્ધ બનેછે તેમ માણસ વિશ્વમાં પોતાનું જ રૂપ જોઈને મુગ્ધ બની રહેછે.

કડી ૯-૧૦ આત્મવાદનાં કહેલાં વચનમાં જે કાંઈ સત્ય ભાસતો અંશ તે નીચતાના ભાવથી દૂષિત હોઈ, બુદ્ધને રુચતો નથી; અને હેમાંનો અસત્ય અંશ હમેશાં દુઃખરૂપ બનવાનો; તેથી ઉભય પક્ષે એ અગ્રાહ્ય ગણીને કહેછેઃ જે માણસો પોતાની જાતને (આત્માને) ચાહછે ત્હેની તું વંચના કરવા જા (ત્હેને છળવાને જા); હું મ્હારા આત્માને ચ્હાતો નથી. મ્હારી કને ત્હારું કાંઈ નહિ વળે.

કડી ૧૧, પં. ૨ જી, 'ડગાવવો' ના 'ગા' ની ઉપર ભાર મૂકવાથી લય સિદ્ધ થશે.

કડી ૧૩. સર્વ મિથ્યા છે એ જ્ઞાન પણ વ્યર્થ છે. એમ વિરોધાભાસી ઉપદેશ કરેછે.

કડી ૧૫ પં-૨.હું= ત્હને; 'મારું'નું કર્મ 'તું'.

કડી ૧૭. ગારુડી.-સં. गारुडिकः (= વિષ ઊતારવાનો મંત્ર જાણનારા); गारुडिउ (અપભ્રંશ); ગારુડી (ગુજ.) गारुडं (સં.)=વિષ ઉતારવાનો મંત્ર; તે ઉપરથી गारुडिक; गरुड સર્પનો મારનારો તે ઉપરથી આ અર્થ ઉત્પન્ન થયેલો.

કર્મકાણ્ડ.-૧. કર્મ (યજ્ઞયાગાદિક)ની જે'માં ચર્ચા છે હેવો ગ્રન્થવિભાગ. (ज्ञानकाण्ड થી ભિન્ન) ૨. (પછી તે ઉપરથી ગુજ. માં શિથિલ અર્થ થઈને) યજ્ઞયાગાદિક ક્રિયાઓ.

કડી, ૧૮ નરક-દ્વારો; સ્વર્ગ-દ્વારો; આ શબ્દોમાં વચમાં અલ્પરેખાચિહ્ન મૂકવાનું કારણ એ છે કે 'ક' નો અને 'ર્ગ' નો અ થડકાવવાનો નથી. (માત્રાલય સાચવવા માટે).

કડી ૨૧. 'થાશે'=તું થઈશ. છતો=૧. અસ્તિત્વમાં આવેલો; ૨. પ્રગટ; ૩. (અહિં)-પ્રસિદ્ધ.

કડી ૨૭. સહુ જાગે;— ચાપ (ધનુષ્ય)ની બધી બાજૂએ.

કડી ૨૯—૩૩. આ કડીઓની મૂળ પંક્તિઓ—(અંગ્રેજી)—'નૂપુરઝંકાર' (આવૃત્તિ બીજી)માં 'વિરાગિણીની વીણા' એ કાવ્યની ટીકામાં *પૃષ્ઠ ૧૩૪ મે ઊતારેલીછે. તે જોવાથી રસ પડશે. 'નૂપુરઝંકાર'માંના એ કાવ્યની છેવટની પંક્તિઓ અહિં ઊતારવાથી સુપ્રકાશ થશે.

"વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો ઊભો ગાનલોભ્યો;"

---

* પ્રથમ આવૃત્તિનું પૃષ્ઠ ૧૭૨.

કડી ૩૪-૪૨. આ ભાગને ગીતનું સ્વરૂપ મ્હેં આપ્યુંછે, અલબત ભાવાર્થ મૂળમાંનો લઇને જ. મૂળમાં છે તે આકારના કરતાં આ ગીતનો આકાર પ્રસંગને ઉચિત અને આકર્ષણનું પ્રતિબિમ્બ વધારે સફળતાથી પાડશે એમ લાગવાથી આ રૂપ સ્વીકાર્યું.

આ ગરબીમાં ધ્રુવપદ તરીકે વારા ફરતી, એકાંતરી કડીઓમાં, કડી ૩૪ ગીના બે ઉત્તર ભાગ લીધાછે; માત્ર છેવટની કડી (૪૨)માં 'રસે તું રહે રમતો' એમ વચમાંના શબ્દો ફેરવ્યાછે, તે અર્થસંબન્ધ સુશ્લિષ્ટ થવા માટે.

આ ગીતમાં ગાનારી સુન્દરીઓની દલીલોમાં વાક્છલ સૂક્ષ્મ છતાં, જોનારને જણાય હેવાં, છે. સુજ્ઞ વાચક પારખી લેશે.

કડી ૩૬. લલનાનાં લલિત અંગોની રેખાઓમાંથી વ્હેતી સૌન્દર્યલીલાને સંગીતનું રૂપક આપ્યુંછે. સંગીતમાં સ્વરમાધુર્ય અને ઓદેહના સૌન્દર્યમાં રૂપાદિકની દશ્ય ચારુતા, એ બંને સૌન્દર્ય સ્વરૂપોમાં સમાન બીજ સૌન્દર્યનું તે પાયા ઉપર આ રૂપકની રચના.

કડી ૩૭. હૃદયસંવાદ તે ગીત સ્થાને; ત્હેને તાલ આપનારું વાદ્ય રુધિરનો ઊછાળો.

કડી ૩૮. 'સંગીત' અહિં કહ્યું તે પાછલી બંને કડીમાંના સંગીતને ઉદ્દેશીને.

ઝડપે=ઝડપ મારે. કર્તા—પ્રથમ પંક્તિમાં 'મન' છે તે.

કડી ૩૯. અણુપૂર, અણુગણ:—અપૂર, અગણ. સંસ્કૃતમાં સ્વરથી આરમ્ભાતા શબ્દની પૂર્વે अ ને સ્થાને अन् આવેછે (इच्छा, अनिच्छा; एक–अनेक; ઇત્યાદિ), પ્રાકૃત તથા અપભ્રંશમાં વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે પણ अण આવેછે, (ઉદા. अणतुच्छ, अणतुरू, अणकहिम, ઇત્યાદિ), એ પ્રકાર ગુજરાતીમાં પણ પ્રવિષ્ટ થયોછે.

દુર્ગ=કિલ્લો. કૂટ=શિખર. પર્વત ઉપરનો કિલ્લો ને ત્હેનું શિખર.

કડી ૪૦ ભમશે;—ભુજબન્ધનમાં પૂરાઈ રહેવાથી અન્ય બાહ્ય આક્રમણો વગેરેથી રક્ષણ પામીને (સ્વતન્ત્ર, સ્વચ્છન્દ) ભ્રમણ કરશે. રક્ષણ કરનારી દિવાલોની અંદર સુખથી માણસ ફરી હરી શકે એ કલ્પના છે.

કડી ૪૧ નિઃશ્વાસ=દુઃખજનિત નીસાસા નહિં, પણ જીવનનું સૂચક શ્વાસવહન.

કડી ૪૨ પં. ૨. આ જ=આ પ્રકારે જ.

કડી ૪૩ પં. ૧. ભુજવલ્લીને લલિત આન્દોલનો આપતી,—માટે ભુજવલ્લી નચવતી.

પં. ૩ અનંગ જ્યોતેથી—દીપિત મધુરાં નયન—એમ અન્વય. 'જ્યો'ની પૂર્વેનો 'ગ' નો અ થડકાવવાનો.

કડી ૪૪ પૂર્વાર્ધ. નૃત્ય કરતી વખતે મૃદુ અંગો કોઇ વાર બતાવતી, કોઇ વાર એ રસની લહરી (અર્થાત્, મૃદુ અંગો) સંતાડતી. આમ ગોપન અને પ્રકટન બે વિલાસથી પ્રેમોત્રાન વધારે ઉત્પન્ન કરાય.

ઉત્તરાર્ધમાં એ જ ક્રિયાનું ઉપમાન બતાવેછે. કુસુમકળીઓ ઝળકે એટલે રંગ પ્રકાસે, છતાં કળીનો અંતર્ભાગ નિગૂઢ રહે,—તેમ.

કડી ૪૮–૪૯. મદનની આ યુવતીગણની સેનાથી બુદ્ધ ડગ્યો નહિં; એટલે એ નર્તકીવૃન્દ બાજૂએ સરી ગયું, અને મદને નવો વિજયસાધક પ્રબન્ધ આરમ્ભ્યો; પોતે ધનુષ્ય હાથમાં લીધું, અને નર્તકી દળમાંથી એક જ મૂર્તિ આગળ આવી,—યશોધરાનું રૂપ ધરીને.—આ ચિત્રમાં "કુમારસંભવ" કાવ્યમાંનો એક પ્રસંગ—શિવની સંમુખ પાર્વતી ઉપસ્થિત થાયછે અને લાગ જોઈને કામ પોતાનું ધનુષ્ય લઈને શરસંધાન કરેછે, એ પ્રસંગ—કાંઈક સ્મરણમાં આવશે. બંને પ્રસંગે મદનની નિષ્ફળતા જ છે. બુદ્ધના સંબન્ધમાં ખરી યશોધરા નથી આવી,-એ વળી ભેદ છે, જે બુદ્ધની વિજયસિદ્ધિને પોષક બનેછે.

કડી ૫૦, ચરણ ૪. ભાવડૂબી=ભાવ ( =પ્રેમની લાગણી) માં ડૂબેલી–ગરકાવ થયેલી.

કડી ૫૧, ચરણ ૧. સંગીતમધુરા–સંગીત જેવા મધુર.

કડી ૫૧ તથા ૫૨ યુગ્મક છે.

૫૧, ચરણ ૪–૧ કપટવેશ ધરેલી છે તેથી ખરા હૃદયના નિઃશ્વાસ નહિં, માટે'છળથી'. 'સુકુમાર' તે 'નિઃશ્વાસ'નું વિશેષણ. 'છળ'નું લેઇયે તો અર્થ જુદો કરાયઃ ઊઘાડુ પડી જાય હેવું છળ નહિં પણ સૂક્ષ્મ, અજ્ઞેય, હેતું.

કડી ૫૨. છાયામૂર્તિ—ખરી યશોધરા નહોતી માટે હેની આભાસમૂર્તિ.

કડી ૫૩. રોહિણી—નદીનું નામ; એ નદીના તટ ઉપર કપિલવાસ્તુ નગર આવ્યું હતું. ("Buddhism," Rhys Davids, P. 25)

કડી ૫૫. ચરણ ૩. વૈરાગ્યની ભાવના તે સ્વપ્નવત્ અસત્ય એમ માનીને, મનાવવા ઇચ્છીને, 'આ સ્વપ્નસુખ' એમ કહેછે.

ચરણ ૪. મિથ્યાભાસી સ્વપ્નના પડછામાં હું પ્રત્યક્ષ, અનુભવ—સ્પર્શાદિકથી—થાય હેવી યશોધરા ઊભીછું—એમ બતાવેછે.

કડી ૫૭. પૂર્વાર્ધ—છળવા આવેલીને ભાસમૂર્તિરૂપે બુદ્ધે પોતાની અલૌકિક જ્ઞાનશક્તિથી જાણી લીધી હતી, તેથી કહેછે તું શોભના (સુન્દર રૂપવતી) છે પરંતુ ભાસમૂર્તિ જણાઈ આવેછે, અને તેથી મ્હારા આત્મામાં પ્રતિધ્વનિ તું ઉપજાવી સકતી નથી; ત્હારી છાયા, ત્હારૂં પ્રતિબિમ્બ, મ્હારા હૃદયમાં પડતું નથી.

અથવા—

મ્હારા આત્મામાં છાયા ત્હારી પડતી નથી, પ્રતિધ્વનિ થતો નથી, તે ઉપરથી હું જાણી સકુંછું કે તું ભાસમૂર્તિ છે.

આ બેમાંથી કિયો અર્થ વધારે મનોગમ, મનોરમ, છે, તે સત્ વિવેચકને સોંપુંછું.

મૂળમાં—

Fair and false Shadow! is thy playing vain

એમ પંક્તિ છે. ત્હારો વેશ ભજવવાનો આ પ્રયત્ન વ્યર્થ છે—એ વચનમાં તો એટલું જ જણાયછે કે હેની અસર મ્હારા ઉપર નહિ થાય; ત્હારી છાયા મ્હારા આત્મામા પડશે નહિ—પરંતુ આ અર્થ તો કડી ૫૬ ચરણ ૩ માં આવી ગયો; હેનો વિસ્તાર આ ૫૭ મી કડીના પૂર્વાર્ધમા કરાયોછે.

કડી ૫૮. ચરણ ૩. અન્ધ=અન્ધકારભરેલો; અથવા, અન્ધ બનાવનાર જ્યહાં કશું સૂઝે નહિ હેવો.

કડી ૫૯. ઉર—ઉરમાં; સુન્દરીનાં વૃન્દનાં ઉરમાં.

કડી ૬૦. મૂળમાં આમ છેઃ

all that comely rout
Faded with flickering wafts of flame, and trail
Of vaporous robes.

આ કાંઈક અગમ્યાર્થ કલ્પનાને વિસ્તીર્ણ ઉપમામાં અરોપ્યર ઊતારાઈછે કે કેમ તે વિશે ખાતરી થતી નથી.

કડી ૬૧. ચરણ ૨. ઝંઝાવાત-ઝંઝાવાતે, એમ તૃતીયાનું રૂપ લેવું.

ઉત્તરાર્ધ-અત્યાર સુધી દસ પાપમાંનાં કાંઈક સૌમ્યક્ષાસી પાપ આવી ગયાં. હવે ભયંકર અને જુગુપ્સાજનક પાપોનો પ્રવેશ કરાવે-છે. એ અત્યાર સુધી મારની સેનાના પૃષ્ઠભાગમાં, 'Reserve' તરીકે (બાકી રાખેલા દળ તરીકે), હતાં.

ચરણ ૪. એ તુમુલ-પૂર્વાર્ધમાં ઉદ્દિષ્ટ કરેલું તોફાન, મેઘ અને વંટોળિયાનું.

કડી ૬૨. અહિં ભયાનક અને બીભત્સ રસનું કાંઈક મિશ્રણ કરનારું વર્ણન છે.

કડી ૬૩. ચરણ ૨. *अक्कोधेन जिने कोधं વચનનો અહિં વિનિયોગ બુદ્ધ ભગવાને કર્યો.

[ नहि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एसधम्मो सनंतनो ॥ ५ ॥
( धम्मपद-य क्वग्गो )

એ પણ સરખાવાય ]

ચરણ ૪. અણુછતાં.=અસ્તિત્વમાંથી, પ્રમટતામાંથી, લુપ્ત. (આ શબ્દ આખો અનેકવાર તત્ત્વજ્ઞાનપર અર્થમાં વાપરેછે. પ્રેમાનન્દ સામાન્ય અર્થમાં,-અદૃશ્ય, અપ્રકટ, એ અર્થમાં—વાપરેછેઃ " કંપિલ ઓસે અણુછતી" (નળાખ્યાન).

કડી ૬૭. ચરણ ૨. ચોસે તરતી=આમથી તેમ અનેક સ્થળે ચાલી જતી, માટે 'તરતી.'

ચરણ ૪. નરકદ્વાર—મા 'ક' થડકાવવાનો.

કડી ૬૯ દલ ૨ જુઓ. વપ્ર=કોટ.

* ધમ્મપદ ૨૨૩ ( ૨૭ कोधवग्गो ॥ ३ ॥) જુવો આખો શ્લોકઃ—
अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेनालीकवादिनम ॥

કડી ૭૦-૭૧. બોધિવૃક્ષની બ્હારના ભાગમાં જ બધું તોફાન મચ્યું હતું; તેથી અંદરના ભાગમાં એ ભયંકર છતાં કાંઈ પ્રવેશ ના કરી શક્યું. એ વૃક્ષનાં બધાં પાંદડાં, ઉલટાં, સ્થિર રહી ચાંદનીમાં ચમકતાં હોય એમ રહ્યાં; આ બુદ્ધના આત્મિકબળના અલૌકિક પ્રતિવિધાનરૂપે ચમત્કાર થયો.

કડી ૭૩. सम्माबुद्ध (सम्यक्संबुद्धः-પૂર્ણ મહાજ્ઞાન ભરેલા) થયા, ત્હેને અનુરૂપ બાહ્યસૃષ્ટિમાં પણ ફેરફાર થઈ ગયો, તે સમીરની મૃદુ લહરી, શાન્તિ વિશ્વમાં પસરી, ક્ષિતિજમાં ડુબતો શશી, એ ત્રણ આછા પીંછીના લસરકા વડે સચોટ ચિત્ર કવિયે રજૂ કર્યુંછે.

## वियोगिनी यशोधरा

બુદ્ધચરિતનો આ એક કથાભાગ–'The Light of Asia'-માંથી ભાષાન્તર કરીને પ્રગટ કર્યોછે. એ મહાકાવ્યના ૭ મા સર્ગના આરમ્ભની ૮૮ પંક્તિયોનું ભાષાન્તર આ કાવ્યખણ્ડમાં છે.

કડી ૧, પંક્તિ ૨.

નિજ–આ શબ્દનો સંબન્ધ કડી ૨ માંનાં 'શુદ્ધોદન રાજા' સાથે છે.

'મુખવચન' અને 'દર્શનશ્રવણ' એ યથાસંખ્ય સંબન્ધમાં લેવાનાં છે; 'દર્શનને મુખ' અને 'શ્રવણને વચન' દુર્લભ થયાં; પોતાના પુત્રના મુખનું દર્શન અને વાણીનું શ્રવણ દુર્લભ થયાં.

કડી ૨, પંક્તિ ૧.

શુદ્ધોદન–સિદ્ધાર્થનો પિતા. તેથી બુદ્ધને (સિદ્ધાર્થને) શૌદ્ધોદનિ (શુદ્ધોદનનો પુત્ર) એમ પણ નામ અપાયછે.

શાક્ય સામન્ત–સિદ્ધાર્થ જે clan–ઓાત-માં જન્મ્યો હતો તે જાતિનું નામ શાક્ય હતું; એ જાતિના લોકો ખેતીનો ધંધો કરતા હતા; ત્હેમાંનાં ચોડાંક કુટુમ્બો રાજવંશી હતાં. ગૌતમ બુદ્ધ (સિદ્ધાર્થ) જે રાજકુટુમ્બમાં જન્મ્યો તે રાજકુટુમ્બને પણ શાક્ય નામ અપાયલું જણાયછે.* શુદ્ધોદનના તાબાના ઉમરાવો (Lords) એમ મૂળમાં છે, તે 'સામન્ત' શબ્દથી મ્હેં રૂપાન્તર કર્યુંછે.

* Childers' "Pali Dictionary" માં S'âkya શબ્દ નીચે આપેલી હકીકતમાંથી.

પંક્તિ ૨, મન અતિ મન્દે—અતિ મન્દ મને.

વિભક્તિનો પ્રત્યય વિશેષ્યને બદલે વિશેષણને આમ ઉપલાવીને લગાડવાની છૂટય કવિતામાં લેવાયછે.

કડી ૩, પંક્તિ ૨.

વિરલ વૈધવ્યનું કારણ તરત જ નીચે કડી ૪ થીમાં દર્શાવ્યુંછે; પતિ જીવેછે છતાં નથી જીવતો; કેમકે ક્યહાં છે તે પત્તો નથી; માટે એ છતે પતિયે વિધવાપણું.

કડી ૬, પંક્તિ ૧.

'જણાવે' ના કર્તા શબ્દો કડી ૫ માંના 'ઉષ્ટ્રપૃષ્ઠે ચારનારા' અને 'વણિકગણ' છે.

કડી ૮, પંક્તિ ૧.

'કપિલવસ્તુકુલમૌલિ'—કપિલવસ્તુ નગરના રાજાના કુલના મુકુટ-રૂપ—સિદ્ધાર્થ.

કપિલવસ્તુ—શુદ્ધોદન રાજાની રાજધાની.

એ નગરનું સ્થલસ્થાપન કાંઈક સંદિગ્ધ આજ સુધી હતું. વિન્સેન્ટ એ. સ્મિથના કહેવા પ્રમાણે બસ્તી જિલ્લાની ઉત્તરે આવેલું હાલનું પિપ્રાવા તે પ્રાચીન કપિલવસ્તુ, પણ એ ઉમેરેછે કે હ્યુએન સંગે વર્ણવેલું કપિલવસ્તુ તે તો તિલોરા કોટ અને આસપાસનાં ખંડેર તે જ નક્કી છે. ("The Early History of India, p. 147, note.)

એ જ પુસ્તકમાં પૃષ્ઠ ૨૮૩ માંમાં વિન્સેન્ટ સ્મિથ કહેછે કે ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં (ઈ. સ. ૩૭૫થી ૪૧૩ સુધી ચન્દ્રગુપ્તનું રાજ્ય હતું તે સમયમાં) ફાહીયેન મુસાફરના પ્રવાસની વખતે કપિલવસ્તુ (અને કુશીનગર) ઉજડ અને નિર્જન હતાં; માત્ર થોડાક સાધુઓ વગેરે ત્યહાં રહેતા હતા. ફાહીયેનના પુસ્તકનો વિષય ઈ. સ. ૩૯૯ થી ૪૧૪ સુધીનો છે. (The Early History of India, P. 21.)

Rhys Davids (રિહ્સ ડેવિડ્સ)ના "Buddhism" નામના પુસ્તકમાં (ઈ. સ. ૧૮૮૬ ની આવૃત્તિમાં પૃષ્ઠ ૨૫ મે) કહ્યુંછે કે કપિલવસ્તુ હાલની કોહાના નદી તે પ્રાચીન રોહિણીને કિનારે, બનારસથી ઐશાની દિશામાં ૧૦૦ માઇલ છેટે હતું; એ જ

પુસ્તકને પૃષ્ઠ ૨૭ મે ફુટનોટમાં કનિંગહામકૃત *Ancient Geography* ('પ્રાચીન ભૂગોળ') નો આધાર બતાવી હાલનું નગર નામનું ગામડું તે પ્રાચીન કપિલવસ્તુ એમ સૂચવ્યુંછે.

કપિલ મુનિના વાસસ્થાન તરીકે આ નગરનું નામ કપિલવસ્તુ પડેલું જણાયછે. 'વસ્તુ' શબ્દનો અર્થ વાસસ્થાન નથી થતો; 'વાસ્તુનો' થાયછે. અશ્વઘોષના "બુદ્ધચરિત" મહાકાવ્યમાં "કપિલવાસ્તુ" એમ નામ નજરે પડેછે (સર્ગ ૬, શ્લોક ૩૦. પ્રો. કાવેલે (Cowell) પ્રગટ કરેલી આવૃત્તિ, પૃષ્ઠ ૫૦, પાઠાન્તર C તથા P નાં જુવો.) પાલી ભાષામાં कपिलवत्थु શબ્દ છે; અને वत्थु તે वस्तु તેમ જ वास्तुનું રૂપાન્તર બને; તેથી ભ્રમથી કપિલવસ્તુ એમ સંસ્કૃત મૂળ ઠરાવી દેવામાં આવ્યું હોય એમ સંભવ છે.

પૃ. ૧૧૪ ચોપાઈ—ત્રણ તાળની ચોપાઈ કહેવાય છે તે.

કડી ૧૩, પંક્તિ ૧.

ઉદ્યાનસરિતા—બાગમાં થઈને વ્હેતી નદી, ન્હાની નદી.

કડી ૧૩ તથા ૧૪ યુગ્મક છે.

'પ્રિય બે' (બે પ્રિયજન, સિદ્ધાર્થ અને યશોધરા) એ 'નિરખતાં'-નો કર્તા છે.

અહિં (આ નદીને કિનારે) પૂર્વે સુખનો સમય વીતી ગયો તે સમયમાં એ બે પ્રિયજન રહસ્યરહસ્યમાં બેસીને પદ્મ (કમળ) ના કોશ—બીડાયલાં કમળ—થી ખચિત (ભરચક બનેલો) કિનારો જેનો છે એવા (નદીના) જળરૂપી દર્પણ (આટલા)માં મધુર અધર અધર (એક બીજાના અધર) જે ચુમ્બતા તે નિજ પ્રતિબિમ્બે—પોતાના પ્રતિબિમ્બમાં—જોતાં હતાં.—આમ અન્વય છે.

કડી ૧૪, ચરણ ૪.

અહિં એક માત્રા માપ કરતાં વધી જાયછે. 'મધુર' એ શબ્દને સમેટી લઈને ઝડપથી બોલીને બેસાડવું પડેછે. 'મધુર' શબ્દને બદલે 'મૃદુ' કે એમ ફેરવવાનો વિચાર થયો; પણ છે તે શબ્દયોજનામાં કર્ણને શ્રવણ વધારે સારું લાગવાથી માત્રાદોષ સ્વીકારીને છે તેમ જ રાખ્યું.

કડી ૧૫, પંક્તિ ૧.

તેમ જ એક બીજાના હાથ (કરશ્ચ કર—કર સાથે કર) ગુંથાયલા (પ્રતિબિમ્બમાં પણ તેમ રહેલા) જોતાં હતાં.

'જળબિમ્બિત = જળમાં પ્રતિબિમ્બિત થયેલું જોડું (સિદ્ધાર્થ અને યશોધરાનું જોડું) તો ઉપર કિનારે બેઠેલું; એટલે પ્રતિબિમ્બમાંનું જોડું જુવે એમ અર્થ ના લેવાનો; પણ જે'નું પ્રતિબિમ્બ જળમાં પડ્યું છે તે-એમ અર્થ લેવાનો છે.

કડી ૧૬. લીધાં-હરી લીધાં. આંસુથી (રોઈ રોઈ ને) આંખ્યોમાંની દીપ્તિ જતી રહેલી.

અધરૌષ્ઠ—અધર (નીચલો હોઠ), અને ઓષ્ઠ (ઉપલ્યો હોઠ); બંને હોઠ.

કડી ૧૭, પંક્તિ ૧.

એકવેણીધરા—માથાના વાળની જુદી જુદી વેણી ગૂંથ્યા વિના, અને કંઈથી પણ પાડ્યા વિના, એક જ વેણીમાં વાળ રાખેલા હેવી. વિરહિણીને એકવેણી રાખવી એ ઉચિત છે.

પંક્તિ ૨. સંસ્કારહીન-ધૂપેલ વગેરે કશું નાંખ્યા વિનાના; લૂખા.

કડી ૧૮. પ્હેરેલું લુગડું કમરેથી મેખલાના મણિ જડેલા ચાપડાથી બાંધેલું નહિ, અને તેથી હેનો છેડો ઉર ઉપર આડો-સીંઢિયું વાળેલો-હતો.

કડી ૧૯.

પૂર્વાશ્રમમાં—પતિ જોડે સંયોગનું સુખ હતું એ પૂર્વકાળની સ્થિતિમાં. જીવનમાં ચાર આશ્રમો છે, ત્હેમાં સંન્યાસના આશ્રમને સંબન્ધે પૂર્વાશ્રમ તે ગૃહસ્થાશ્રમ એમ 'પૂર્વાશ્રમ' શબ્દ વપરાયછે, તે જ અહિં સંયોગકાળના સુખ અને હાલની વિરહદશાના દુઃખ વચ્ચે વિરોધ સૂચવવાને વાપર્યોછે. મૂળમાં તો "In old years" એટલું વચન છે.

પ્રેમાહ્વાનો—પ્રેમભર્યાં આહ્વાન (= બોલાવવાં). પ્રેમથી પતિ બોલાવતો તે વચનો.

સંભ્રમ—ગભરાટ; ઝડપ; ઉત્સાહનો ગભરાટ.

પાટલપાંખડી—પાટલ = ગુલાબનું ફૂલ.

ગુલાબનું ફૂલ ખરું જોતાં મુસલમાનોનો હિન્દુસ્તાનમાં પ્રવેશ થયા પછીનું છે; સંસ્કૃતમાં હેનું બરોબર નામ જડતું નથી; તેથી એ સમીપમાં સમીપ નામ લીધુંછે; પાટલ (વિશેષણ)= ગુલાબી રંગનું-એમ છે. પણ પાટલ (નામ) = trumpet flower છે, પણ

વિશેષણમાં રંગનું નામ છે તેટલા ઉપરથી ગુલાબ માટે 'પાંટલ' નામ યોજવું પડ્યુંછે.

ગુલાબના ફૂલની પાંખડી જેવા ઉપકા ચરણ પડના હતા—એમ ભાવ છે.

કડી ૨૧. જ્યોતિ-જ્યોતિ વડે. ઉદ્દ્યોતે-દીપિત કરે, પ્રકાશિત કરે; ક્રિયાપદ છે; હેનું કર્મ 'શાન્તિ' અને કર્તા 'રવિકિરણો' છે.

અન્વયઃ—ઘેરા તિમિરમાંથી નીકળતાં ઝગઝળતાં રવિકિરણો જે'વાં (જેમ) અરુણોદયની જ્યોતિવડે (પ્રકાશ વડે) રજનીની શાન્તિને ઉદ્દ્યોતે (પ્રકાશિત કરે).

કડી ૨૨. હેવાં—એ રવિકિરણો જેવાં.

પ્રેમદીપ—પ્રેમ જે'માં પ્રકાશિત થાયછે હેવા દીવા-એ યશોધરાની આંખ્યો.

કડી ૨૩. નેનબિમ્બ—આંખ્યોના ડોળા.

કડી ૨૫. અશ્રુપૂર્ણ દિનો તણી માત—એ રાત્રિ તે તે પછીના દિવસો આંસુથી ભરેલા હેની માત, અશ્રુભરેલા દિવસોને જન્મ આપનારી.

સિદ્ધાર્થ ચાલ્યો ગયો તેથી તે રાત્રિ પછીના આંસુભરેલા દિવસોની જનની થઈ.

એ અલૌકિક પ્રેમવીર-સિદ્ધાર્થ-ને પોતાના પ્રેમને માત્ર આ લોકના જીવનના બન્ધનમાં પૂરી રાખવો ના ગમ્યો; હેવો હેનો વિશાળ, ઉદાર, પ્રેમ, ક્ષણિક જીવન કરતાં વધારે વ્યાપક પ્રદેશમાં, માનવસૃષ્ટિ, સર્વ જીવસૃષ્ટિ, વગેરે વિશાળ પ્રદેશમાં હેનો પ્રેમ વ્યાપ્યો.

કડી ૨૭. આ કડીની પૂર્વેની બે કડીઓ કૌંસમાં પૂરેલા વિચારોની આવેલી હોવાથી, આ કડીનો સંબન્ધ પાછળની કડી ૨૪ માંના 'એક કરમાંહિં મૌક્તિક દામ' જોડે લેવાનો છે. એક હાથમાં મોતીની માળા, બીજા હાથમાં પોતાનો પુત્ર રાહુલ આંગળીએ વળગેલો—એમ સ્થિતિ હતી.

નિજ—આ શબ્દ અહિં વાક્યસંબંધ જોતાં કાંઇક બરોબર નથી આવતો લાગતો. 'હેનો' એમ અર્થ ઉદ્દિષ્ટ છે ત્યહાં પોતાનો એ અર્થનો શબ્દ જરાક રૂઢિભંગ કરતો લાગેછે; પરન્તુ 'નિજકુંજ' એમ કાવ્યસંપદને એક જૂદું નામ આપ્યુંછે ત્હેના જેટલું કે જેટલું તો અનૌચિત્ય

અહિં નથી; કેમકે-'નિજકુંજ' એ નામમાં જે જે વાંચે ત્હેનો કુંજ એમ અનર્થ થાયછે, અને અહિં તો યશોધરાની જોડે પોતાનો (નિજ) સુતાં રાહુલ હતો-એમ કહિને લોભ ના થાય એ રીતે બંધ બેસાડાયછે.

ચરણ ૩. અલ્હેતો = નિર્દોષ; અજ્ઞાન; દુનિયાંના રંગથી અસ્પૃષ્ટ. (अलक्षत् ઉપરથી હશે ?). મૂળમાં આ શબ્દને પ્રતિરૂપ શબ્દ નથી.

. નર્મકોશમાં 'હલેતો' શબ્દ આપી 'દુનિયાંદારીની પૂરી ખબર નહિં હોય ત્હેવું'-એમ અર્થ આપ્યોછે. પ્રાથમિક અર્થ 'હળવું' (=હલકું) આપ્યોછે તે ઉપરથી લાગે છે કે अलक्षत् એ વ્યુત્પત્તિની કલ્પના નર્મદ કવિયે ના કરતાં 'હળવુ' ના મૂળ જોડે સંબન્ધ કલ્પ્યો હશે.

, , કડી ૨૮. પગપ્હાનિયે દોડે.

પગનાં આગળવાળો અગ્રભાગ-આંગળાં-તે જ જમીન ઉપર મૂકીને દોડતો હતો, એમ અર્થ અહિં ઉદ્દિષ્ટ છે. ત્હાં પ્હાની શબ્દ વખતે અનુચિત જણાશે; કેમકે 'પ્હાની' એટલે તો પગની એડી-તળિયા પાસેના ભાગ સહિત. પરંતુ આંગળાં ઉપર ચાલવાને પણ પ્હાનીએ ચાલવું કહેવાયછે એમ યાદ છે તેથી તેમ પ્રયોગ કર્યોછે.

કડી ૨૯. 'જે'ને હઇડે નહિં દુ:ખભાર'—નિર્દોષ, અજ્ઞાન બાળ રાહુલની સોલ્લાસ હૃદયદશા યશોધરાના ગમ્ભીર દુ:ખની જોડે પડછાયા અહિં દર્શાવીછે.

કડી ૩૦-૩૧. એ બેની હૃદયની સ્થિતિનો વિરોધ અહિં વળી વિશેષ સ્પષ્ટતાથી દર્શાવાયોછે.

કડી ૩૩. અકસ્માત—શુદ્ધ સંસ્કૃતના ઓકાર ત્ તે સ્થાને આંખો ત છન્દને માટે કર્યોછે.

કડી ૩૪. નભચારી—'ચારી' શબ્દશઃ લાગૂ નહિં પડે. 'નભ-ચારી' એમ અર્થ છે.

વલાકા = સારસ. 'બલાકા' પણ રૂપ છે.

કડી ૩૫, પૂર્વાર્ધ.

અહિં પણ રાહુલનો નિર્દોષ આનન્દ અને રાણીનો ઊંડો શોક એ બેની વચ્ચે છાયાભેદ આલેખ્યોછે.

કડી ૩૬, ચરણ ૧. રાજદ્વાર=રાજમહેલ.

ચરણ ૩. 'આપણા'—આ શબ્દનો વિશેષ્ય શબ્દ ૪ થા ચરણમાંનો 'પુર' શબ્દ છે. 'આપણા પુરમાંહિ'–એમ.

ચરણ ૪.—હસ્તિનપુર–'હસ્તિનાપુર'નું આમ ના ને બદલે ન વાળું રૂપાન્તર છન્દને અંગે કરવાની છૂટ રહે તો લીધો ધારી હતી, પરંતુ આપ્ટેના સંસ્કૃત-અંગ્રેજી કોશમાં બંને રૂપ આપ્યાં જણાયાં.

કડી ૩૭, ચરણ ૧.

અશ્વઘોષકૃત "બુદ્ધચરિત" કાવ્યમાં (સર્ગ ૧૫, શ્લોક ૭૬ માં, આ વૃત્તાન્તમાં નહિ પણ અન્ય પ્રસંગમાં) ત્રપુષ અને ભલ્લિક એમ નામ છે. (એ સર્ગ અશ્વઘોષની કૃતિ નહિ, પણ અમૃતાનન્દે રચેલા છેલ્લા ચાર સર્ગમાંનો છે).

Light of Asia માં નામ મૂક્યા પ્રમાણે રહે લીધેલાં કાયમ રાખવાને ખરૂં બાધ નથી.

કડી ૩૮, ચરણ ૧. તેજાત–તેજાના. છન્દને માટે 'ના' નો 'ન' કર્યોછે.

કડી ૪૦. સિદ્ધાર્થના જન્મ વગેરે વિશે કહેવાયલુંછે કે એ બુદ્ધ થશે, જગ ઉદ્ધારશે, ઇત્યાદિ ભવિષ્ય લાંબા વખત પૂર્વેથી કહેવાયલું હતું; તેનું આહિં અનુલક્ષણ છે.

કડી ૪૨, પંક્તિ ૨. પાંપણ્ય–પાંપણોમાં; સપ્તમીનો પ્રત્યય લુપ્ત. રેલી—રેલાઈ. કર્મણિ અર્થમાં કર્તરિ રૂપ.

કડી ૪૩, ઉત્તરાર્ધ.

હિમનગ (= પર્વત)–હિમાલય—માં ગંગા નદીની ઉદ્ગમ–બરફ બની ગયેલી હોય તે હુનાળામાં–પીગળીને ઊછળે તેમ.

કડી ૪૪. પંક્તિ ૧.

ભર ઉત્કંઠે–ઉત્કંઠાભર; ઉત્કંઠાથી ભરેલી થઈને; ભર (ભરપૂર) ઉત્કંઠાએ.

કડી ૪૫.–ઉદન્ત = વાર્તા; વૃત્તાન્ત; સમાચાર.

તેહ–પાન = તેહેનું પાન. 'ઉદન્તના પાન કાજે શ્રવણ તૃષિત થયાછે.'—આ માટે 'આર્તનો પુકાર' એ કાવ્યની કડી ૩ ઉપરની ટીકા, 'નૂપુર ઝંકાર' આવૃત્તિ બીજીના પૃ ૧૮૦ મે જુવો: આહિં પૂરવણી તરીકે

ઉમેરેલું કે રસનેન્દ્રિયવિષય સર્વમાં તીવ્ર હોયછે તેમ આલ્હાદક પણ હોયછે એમ કોઇ માને તો મનાય; અને 'રસ' શબ્દનો મૂળ અર્થ તો રસનેન્દ્રિય—ચાખવાના ઇન્દ્રિય—નો સંબન્ધી જ છે; રસ = ચાખવું એ મુખ્ય અર્થ છે; પછી લાક્ષણિક અર્થ બીજા રસ માટે થયો.

કડી ૪૬. પંક્તિ ૧.

જાવ—'જાઓ' ના 'ઓ' ટૂંકાઇને થયેલું રૂપ. 'નૂપુર ઝંકાર' આવૃત્તિ બીજી (ટીકા પૃ ૧૮૧ મે) 'નૂતન વર્ષ' કાવ્યની કડી ૧ પંક્તિ ૨ ઉપરની ટીકામાં 'ગાઓ' એમ રાખેલુંછે—'ગાવ' એમ ના કરતાં—તે વિશે તે સ્થળે કહ્યું છે કે 'ગાવ' એ રૂપ બહુ પરિચિત નથી. તે સાથે આ 'જાવ' પ્રયોગનો વિરોધ ગણવાનું કારણ નથી; અપરિચિત છતાં રૂપ સ્વીકાર્યું એટલું જ; તેમ વળી 'જાવ' એ રૂપ વધારે પરિચિત છે, 'ગાવ' એ ઓછું પરિચિત છે.

ગ્રહધારી—ગ્રહધારીને; બીજી વિભક્તિનો પ્રત્યય લુપ્ત છે.

કડી ૪૭. પંક્તિ ૨. ગ્રન્થિ=ગાંસડી, કોથળી.

કડી ૪૮. સોનૈયો=સોનાનો સિક્કો; સુવર્ણમ્હોર.

પંક્તિ ૨. જે.—જે રત્ન.

---

## બુદ્ધનું ગૃહાગમન

ગૃહત્યાગ સિદ્ધાર્થે કર્યો તે વખતે હેની ઉમર ૨૯ વર્ષની હતી. (Rhys Davids, 'Buddhism,' p. 29). પાછળ આપણે 'વિયોગિની યશોધરા' કાવ્યમાં જોયું તે પ્રમાણે સાત વર્ષ એ વાતને થઈ ગયાં હતાં: ત્યાગ વખતે રાહુલ માતાના ઉદરમાં હતો—૪, ૫ માસની ગર્ભાવસ્થામાં; અને "(વિ. યશો.' વખતે "વર્ષ સાત તણો દિવ્ય બાળ,' કડી ૨૮). અર્થાત્ ગૃહાગમન વખતે બુદ્ધની ૨૯+૭=૩૬ વર્ષની ઉમર હતી. હેવો ભર જવાનીમાં બુદ્ધત્વ પામેલો પિતાના નગર તરફ આવેછે.

કડી ૧-૨. બુદ્ધત્વનાં ખાસ લક્ષણો અહિં સંક્ષેપમાં સંગૃહીત કર્યાંછે: દયા, દુઃખનિવારણ, જ્ઞાનજ્યોતિનો પ્રતાપ, દુઃખિત જગતને બોધામૃતદાન, તપોબળ,—આ સર્વને પ્રતાપે શિષ્યગણનો સહચાર.

કડી ૧, ચરણ ૩. નવા જ્ઞાનાદિત્યે.–બુદ્ધના પૂર્વના અને સમકાલીન સંપ્રદાયોમાં પ્રાચીન ઉપનિષત્કાળના જ્ઞાનનો લોપ થયો હતો, મત માગારિકની જડપૂજા પ્રબળ હતી, તેથી બુદ્ધને મળેલું જ્ઞાન નવીન હતું.

કડી ૨, ચરણ ૪. પિતાની આજ્ઞાથી.–વસ્તુતઃ પિતાનું, લગભગ વિનંતીરૂપ નિમંત્રણ હતું.

કડી ૩, ચ. ૧. નગર...આવતું લાગે.—

આપણે કોઇ નગરાદિક તરફ પ્રયાણ કરિયે છિયે, ત્હારે આપણે ત્હાં આવ્યા એમ ના બોલતાં તે તે નગરાદિક આવ્યું એમ પ્રયોગ કરિયે છિયે. હેમાં વસ્તુસ્થિતિ જોઇ, વિરોધ આવેછે, પરંતુ હેની અંદર માનસિક દર્શન જુદી રીતનું સમાયલુંછે.

ચરણ ૧–૨ માં 'લાગે—લાગે' એ યમક, કાવ્યિક ઢીનયમકનું સ્થાન લેછે.

ઉત્તરાર્ધ—ભરતી ચઢે અને કિનારાને રેલી નાખે તેમ લાગણીનો પ્રવાહ ઉદ્રેક પામીને ચિત્તને રેલતો હતો.

કડી ૪, ચરણ ૧. માત.—સિદ્ધાર્થની માતા,—માયા—તો હેને, બાર વાસાની અંદર (સાત વાસાનો) મૂકીને મરણ પામી હતી. તો, અહિં 'માત' શબ્દ શા માટે?—હેની માસી (જે હેની ઓરમાન માતા પણ હતી તે), પ્રજાપતિ નામની એ બીજી રાણીએ સિદ્ધાર્થને ઉછેર્યો હતો; તેથી હેને તો એ જ માતા હતી.

ચરણ ૨. હૃદય રડતી–ઉચ્ચાર વડે નહિં, વાણીથી નહિં, પણ હૃદયમાં જ હેનું રુદન હતું.

ચરણ ૪. શીઘ્ર–અન્વય લેવો. શીઘ્ર છોડેલો એમ અન્વય. જતાં પ્રથમ દૃષ્ટિએ પડે ઘર તે સાથે સ્મરણ તરી આવે હેમાં રહેનારાંનું–તાત, માત, અને છેલ્લી પણ પ્હેલી વ્હાલી પત્ની, તે સાથે પુત્ર અને મિત્રો–આમ સ્વાભાવિક ક્રમ આ શ્લોકમાં સચવાયોછે. 'એ–એ' એમ પુનરુક્તિમાં લાગણીની તીવ્રતા સૂચવાયછે; અથવા તો, દૂરથી દીઠું એટલે ઓળખતાં ખાતરી ન થઇ, પછી થઇ, તેથી 'એ' હા, 'એ જ' એમ ભાવ સૂચવાયછે. સ્મરણપટ ઉપર આ ચિત્ર પ્રગટ થવાની સાથે જ, વધારે આર્દ્રભાવથી પીગળાવનારો પ્રસંગ–વ્હાલીનો સંગ મધ્યરાત્રિયે તજ્યો તે–ઉપસ્થિત થાયછે; જે છેલ્લા ચરણમાં આંકયોછે.

'સહુ થકી દુસ્ત્યજ એક,
"શર્ણો મધુરો તે તજું હવે, તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ"
(મહાભિનિષ્ક્રમણ, કડી ૨૫)

એ વિષમ પરિત્યાગનું સ્મરણ વિશેષ બળથી તરી આવેછે.—(ને છોડેલો૦ એ ચતુર્થ ચરણમાંનો 'ને' શબ્દ અન્વય માટે તૃતીય ચરણના આરમ્ભમાં સમજવાનો છે; 'પૂર્વનો એ પ્રસંગ' હેમાં એક વચન છે અને 'એ' પ્રસંગ કિયો? તે વ્હાલીનો શીઘ્ર ત્યાગ—એમ વક્તવ્ય છે, તેથી.)

કડી ૫. આ સ્મરણોથી આંખ્યમાં આંસુ, કંઠમાં રૂંધણ, એ ભાવ (સાત્વિક ભાવ) પ્રગટ થાયછે, તે બુદ્ધના વૈરાગ્યજોડે વિરોધમાં આવે હેવા મમતામોહથી નહિં, પણ પ્રિય જનને દુભાવ્યાં એ સમભાવસ્ફુરણથી જ; તે દર્શાવે છેઃ "હા! દુભવ્યાં પ્રણયિજનનાં," ઇત્યાદિ વડે.

ચરણ ૪. ચક્રવાકીને તો રજની જતાં પ્રિયસંયોગ થવાની આશા ટકાવી રાખેછે, તેથી

गरुअं पि विरहदुक्खं आसाबंधो सहावेदि।

એમ શકુન્તલાની સખી કને કવિવર કાલિદાસે કહેવડાવ્યુંછે; યક્ષનો શાપનો બાર માસનો અવધિ પૂરો થતાં હેની પત્નીને પુનઃ સમાગમની આશા સદ્યઃપાતિ હૃદય વિયોગમાં રોકી રાખેછે, તેથી એ જ મહાકવિ—

आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि

એ સત્ય મેઘને સંબોધના યક્ષના મુખમાં મૂકયુંછે.

પણ યશોધરાને તો— પતિ ત્યાગ કરીને ચાલ્યો, તે ચાલ્યો જ; ક્યહાં ગયો? ક્યહારે આવશે? એ કશું આશ્વાસનસ્થાન હતું જ નહિં; તેથી કહેછેઃ

"હા આલમ્બે યુગસમ વડાં" ઇત્યાદિ.

કડી ૬. આ વિચારોથી ગતિ, વૃત્તિ અને મતિને—રોકી ના રહ્યા પણ—ગૂંચવી રહ્યા, તેથી માર્ગ તો (ચરણ ૪) જોતજોતામાં પૂરો થઈ ગયો. પૂરો થઈ ગયો જોતજોતામાં—એ ખરું પણ

ચરણ ૩. એ અનેરા ધ્યાનમાં—સહજ ક્રમ કરતાં વધારે લાગો સમય વહી ગયો. તપની સમાધિના ધ્યાનથી જુદા પ્રકારનું જ આ વિચારનિમગ્નતાનું ધ્યાન હતું, તેથી 'અનેરું એ ધ્યાન.'

કડી ૭. એ ધ્યાનમાં ભંગ કરનાર કોઇ નહોતું; મારની સેના તો હારીને કેટલી મુદત ઉપર તિમિરમાં પેસી ગઈ હતી. આ ધ્યાનનો ભંગ તો પુષ્પપ્રસંગથી જ થયો; પૂજન વન્દન કરવા આવતા પુરજનોના ગમ્ભીર શોરથી થયો.

કડી ૯. બુદ્ધ અને હેના શિષ્યોના સંઘમાં એ પોતે અગ્રગામી હતો; એટલે યશોધરાનું વાસસ્થાન અજાણતાં જ નજરે પડ્યું.—તે સાથે હૃદયમાં બે વિરુદ્ધ ભાવનું મિશ્રણ થયું. 'વિશ્વને ભૂલનો ચાસ્પો' એમ એ સ્થાનના ગૂઢ, અજ્ઞાત, આકર્ષણનું બળ; અને પત્નીદર્શનથી શું શું હૃદયમાં થશે ! શી રીતે હેની ક્ષમા યાચી સકાશે !–ઇત્યાદિ ભયકમ્પ થતાં 'અંતરે કૈંક કમ્પતો' એમ આકર્ષણથી નિરોધિ બળ, અથવા તો એ આકર્ષણને સંયમિત કરનારું બળ, પ્રવર્તતું બતાવ્યુંછે.

કડી ૧૦. યશોધરા ઘરના દ્વારની બ્હાર ઊભીછે:—ઇ. આ વર્ણન કવિયે જેટલું વાચક માટે મૂક્યુંછે તેથી વિશેષ બુદ્ધની નજરે પડી એ ઉદ્દેશથી, જાણે, બુદ્ધને માટે જ મૂક્યુંછે.

ચરણ ૧. ઊભી=ઊભી રહી. ઊભું–એ શબ્દ (સં. ऊर्ध्व, પ્રા. उब्भ ઉપરથી આવ્યાથી) ગુજ. માં પણ વિશેષણ જ છે; સોરઠવાસીઓ 'લાગ્યું' હેનું 'લાગું' ઇ૦–રૂપ આપેછે તેથી લાગ્ ઇ. ધાતુના સામ્યથી ઊભું તે ઊભ્યુંનું માની, ઊભ્ ધાતુ કલ્પી ઊભતું ઇ. પ્રયોગ, ભ્રમથી જ, કરેછે. તળ ગુજરાતમાં 'ઊભું' વિશેષણ જ છે; હેનો એક જ અપવાદ છે: 'એ આવીને ઊભો–જેવા પ્રયોગમાં 'ઊભો રહ્યો' એ અર્થમાં ભૂતકાળનું ક્રિયાપદ હોય એમ પ્રયોગ થાયછે. અહિં એ અપવાદ પ્રયોગ જ છે.

ચરણ ૨. નયનમાં અશ્રુ આવ્યાં,—અચિન્તિત જ આવ્યાં; તે હર્ષનાં, ત્યાગજનિત ગૂઢ ખેદનાં, સાત વર્ષ અસહ્યનું સહન કર્યું એ સંવેદનથી,–ઇત્યાદિ મિશ્રભાવથી નીકળી આવેલાં. પરંતુ એ અશ્રુને આવતાં વાર રોકેછે,–અશુભચિહ્ન આ પ્રસંગે અનુચિત એમ ગણીને, તેમ જ આત્મસંયમને લીધે, નિર્બલતા રોકવાને પતિને હેની શી અસર થશે તે જ્ઞાનની સંદિગ્ધતાને લીધે.

ઉત્તરાર્ધ:—આ સંદિગ્ધતાથી જ બુદ્ધને માત્ર સાધુજનને ઉચિત સંબોધન શબ્દ વાપરું ? કે હૃદયનાથને ઉચિત શબ્દથી ? એ તર્કવિતર્ક થાયછે, ને સંબોધન શબ્દ હૃદયમાં સંતાઈ રહેલા શબ્દકોશનાં પાનાં ફેરવીને સોધે છે. 'શોધતી' એ શબ્દનું સુભગ ઔચિત્ય આ પ્રકારે જણાશે.

ધડીક નાથ ભણી જુવેછે, તે હૃદયનાથ સંબન્ધને બળે; ને વળી નેત્રો મીચી દેછે તે મુગ્ધાની લજ્જાથી નહિં પણ, સાધુની તરફ એ ભાવના અનૌચિત્યના ભાનથીઃ–એમ કંઇક ધ્વનિ છે.

'રોકતી,' શોધતી,' 'જોતી,' અને 'જતી' એ વર્તમાન કૃદન્તનાં રૂપો 'રોકેછે' ઇત્યાદિ પૂર્ણ વર્તમાનકાળના ક્રિયાપદના રૂપના અર્થમાં જ છે.

ચરણ ૪. 'ને' એ સંયોજક અવ્યય 'જોતી નાથ ભણી' પછી લેઇને અન્વય કરવો.

કડી ૧૧. હેની આ સંદેહદોલાયમાન સ્થિતિનો નિકાલ બુદ્ધની સ્વયંકૃતિથી જ આવી ગયો; 'દોડતો આવી પતિ પાસે પડી ગયો.'

પતિ; યતિ નહિંઃ–કવિ એકેક શબ્દમાં અજબ ઔચિત્ય પૂરેછે. આ સ્નેહીજનના gesture (ભાવપ્રદર્શક કૃત્ય) નો પ્રતિધ્વનિ પણ ર્‌હેવો જ આવ્યોઃ 'હાં હાં, વ્હાલા' રોકવાના 'હાં–હાં' શબ્દ સાથે 'વ્હાલા' સમ્બોધને બંનેનાં હૃદયને સ્નેહ—અલુપ્ત સ્નેહ—ની શૃંખલામાં બાંધી લીધાં.

કડી ૧૨. ચરણપાતના ભાવપ્રદર્શક કૃત્યમાં સર્વ ભાવ ભરાયા હતા; વાણીથી તત્કાળ હૃદય ઠાલવવું અશક્ય હતું; તે, આ કૃત્યથી આશ્ચર્યમૂઢ થયેલી યશોધરાને, અન્તે વાણીપ્રવાહમાં ભાવ પ્રગટ થાયછે. પરંતુ તેમ કરતાં પ્હેલાં ભાવોદ્રેકને યોગે જીભ ધ્રૂજેછે.

મૂર્છના–'મૂર્છા'ના અર્થમાં આ શબ્દપ્રયોગ કર્યોછે, તે અર્થમાં પણ સંસ્કૃતમાં વપરાયછે.

કડી ૧૩, ચરણ ૨. વજ્ર જેવું કઠોર શસ્ત્ર, કુસુમ જેવા કોમળ પદાર્થ ઉપર પ્રહારાર્થે વાપરવું હેમાં પ્રમાણનું અસમાનપણું ને તેથી જ ક્રૂરતાનો અતિરેક સૂચવાયછે.

न खलु न खलु बाणः संनिपात्योऽयमस्मिन्
मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः ।
क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते ॥

એ કણ્વશિષ્યનું દુષ્યન્તને કહેલું વચન યાદ આવશે.

આ ઉરકુસુમ–એટલે ત્હારું ઉર કુસુમ.

'આ' નો પ્રયોગ બોલનાર પુરુષ માટે પણ વપરાયછે તેમ અહિં નથી.

ચરણ ૩. વટી ગયો–ચાલ્યો ગયો. આ કાઠિયાવાડી પ્રયોગ છે, તળ ગુજરાતમાં તો 'વટી ગયો' એટલે દુરાચારી થઈ ગયો, એમ અર્થ થાય. કાઠિયાવાડીમાં પણ 'વટી ગયો' એમ પ્રયોગ વસ્તુતઃ છે.

કડી ૧૪ તથા કડી ૧૫ મીના પૂર્વાર્ધમાં યશોધરાના તપની બુદ્ધના તપ કરતાં ઉત્કૃષ્ટતા બતાવીછે.

કડી ૧૫, ઉત્તરાર્ધ. બુદ્ધ અત્યારે યોગી મટી યશોધરાનો પ્રેમી થયો હોય તેવાં વચન કહેછે; આ શું ? આટઆટલાં કષ્ટોથી સંચિત કરેલું તપ, 'વ્હાલી' કહીને, વ્હાલીપદમાં પત્નીને સ્થાપીને, બુદ્ધ ભગવાન, ખોઈ નાંખેછે કે શું ! ના;—પોતે જ ખુલાસો આપેછે:

"વ્હાલું વિશ્વ સમગ્ર આ હૃદયને," ઇત્યાદિ.—

કડી ૧૬ મીનાં વચનથી; જે'માં એમ પણ સૂચવાયછે કે આ સ્નેહનાં મૂળ શરીરથી પર રહેલાં, ઉચ્ચસ્થાનમાં, ઉર્ધ્વમૂલ અશ્વત્થના જેવાં છે.

કડી ૧૫, ચરણ ૪. 'સંગ ચઢતાં ઊજી સખ્યાથે રહી' એ વાક્યનો અર્થ કાંઈક સુગમ નથી જણાતો. પ્હેરાશે અર્થ બેસાડાશે ખરો.

કડી ૧૬ મીમાં જે અસાધારણ ન્યાયકોટિ યોજછે તે સ્નેહના રંગથી રંગાયા છતાં તર્કદોષવાળા નથી.

ચરણ ૩. એ ન્યાયકોટિથી પ્રતિજ્ઞાનિગમન કર્યું તે ઉપરાંત 'વ્હાલી' પદ માટે વિશેષ સબળ દલીલ 'સાધુત્વથી શોભતી'–એ વચનમાં આવી જાયછે.

ચરણ ૪. વ્હાલી એ સંબોધન માટે ઉપર તર્ક પ્રમાણ આપ્યાં; પરંતુ તે સર્વને આર્દ્રતા અર્પનાર અંશ 'સ્નેહથી' શબ્દમાં છે.

ઉપર ચહે. બુદ્ધિનો પક્ષ અવલંબીને 'વ્હાલી' વિશેષણનું સમર્થન તો કર્યું જ; તે ઉપરાંત, બુદ્ધિના કરતાં પણ ઉચ્ચ દર્શન કરનારી હૃદય-મતિનો પક્ષ આ બે શબ્દોમાં પ્રગટ થાયછે; प्रमाणमन्तःकरणप्रवृत्तयः એ કવિ કાલિદાસે સ્થાપેલો સિદ્ધાન્ત અહિં પ્રવર્તેછે.

કડી ૧૭. અમોલી ભેટ લાવ્યો હું—એ ભેટ તે કેઈ? કવિ તરત નથી કહેતા. કાવ્યના અન્તિમ શ્લોકોમાં (ખાસ ૨૯ મામાં) એ ભેટનો ઇશારો છે. પોતાને બુદ્ધત્વ પ્રાપ્ત થતાં જે જગતની સેવા, સહાનુભૂતિ,

દયા, ઇત્યાદિ લક્ષણો તે પોતાની 'વ્હાલી'ને ચરણે ભેટરૂપ અર્પણ કરવાનો ઇશારો છે; પોતે તપથી પ્રાપ્ત કરેલા ધનમાં ભાગની ભેટ અર્પવાનીછે તે.

ક્ષમાની ભાવની ભિક્ષા—ક્ષમા એ બુદ્ધત્વનું એક લક્ષણ જ છે; તે પત્ની કને માગવામાં ભાવતા ભોજનની જ ભિક્ષા ગણાય.

કડી ૧૮ ધ્યાન-ચિન્તન, સમાધિ, જેવાં સાધનથી, જે વિષમ માર્ગ સેવીને પ્રાપ્ત પોતે કરેલાં તે દયાનાં સત્રો યશોધરાને હૃદયગુણ વડે જ સહજ ઉપલબ્ધ થયેલા બુદ્ધ જુવેછે. આ ખુશામદનાં વચન નથી, ક્ષમાયાચન સફળ થાય એ હેતુથી પટાવવાનાં વચન નથી. યશોધરા પતિને વધાવવાને પુષ્પમાળા લઈને ઊભી, આર્દ્ર હૃદયનાં અશ્રુ વગેરે પ્રગટ થતાં જણાયાં,—એ વર્તનમાં જ ક્ષમા અને દયાનો સાક્ષાત્કાર થયો. જે બુદ્ધિપરાયણ સાધનોથી અસાધ્યવત્ તે હૃદયવૃત્તિથી ભાવસ્રોતથી, સહજ સાધ્ય છે. પૂર્વોક્ત માર્ગ વિષમ અને સંદિગ્ધ, ઉત્તરોક્ત માર્ગ સરલ, ટૂંકો અને નિશ્ચિત

કડી ૧૯. બુદ્ધનાં લક્ષણોમાં કેવળ શુષ્ક જ્ઞાનનું પ્રાબલ્ય નથી, પ્રેમભાવને તો પરમ મ્હોટું સ્થાન છે;—અને તેથી જ હેના જ્ઞાનપક્ષમાં પણ આર્દ્ર અંશ ઓતપ્રોત હતો, તે દર્શાવવાને, તેમ જ, 'ઊંચો પ્રણયપંથ' ઇષ્ટ લક્ષ્ય હતું તે દૃષ્ટિથી 'વ્હાલી' સંબોધનમાં રહેલી વૃત્તિનું શુદ્ધત્વ સ્થાપવાને, પ્રેમમીમાંસા આ શ્લોકમાં શરૂ કરેછે. એ પ્રણયપંથ ઊંચો છે એ ભૂલવાનું નથી; અને તેથી જ, એ ભૂલે, ઉચ્ચપ્રણયપદથી ચળે, તો—ઘટિત નહિં બુદ્ધત્વ મુજને.

કેમકે—

દયાથી પૂરેલું હૃદય પ્રણયહીન રહે જ નહિં. દયા અને પ્રેમનો અટળ સબન્ધ બતાવવાને

કડી ૨૦–૨૧ માં સબળ સંક્ષિપ્ત વચનો મૂક્યાંછે.

સમભાવજનિત હૃદયની આર્દ્રતા તે દયાનું લક્ષણ છે; અને રાગભાવ તે પ્રેમની જ એક પ્રવૃત્તિ (function)છે, તેથી દયાનું બીજ પ્રેમમાં છે, માટે જ,

"દયા ને પ્રેમનો વ્હાલી ! ના વિશ્લેષ બની શકે." બોટાદકરના અર્થભાર ભરેલા સંક્ષેપસૂત્રોમાનું આ એક સબળ સૂત્ર છે. એટલું જ નહિં, પણ—

પ્રેમરહિત દયા એ વસ્તુજ અશક્ય છે.

કડી ૨૦ નું ઉત્તરાર્ધ તે પૂર્વાર્ધની પુનરુક્તિ નથી, તે ફલિત-સિદ્ધાન્ત (corollary) પણ નથી; પણ પૃથક સત્ય છે.

કડી ૨૧ ના ઉત્તરાર્ધમાં તો ૨૦ મીના ઉત્તરાર્ધની શબ્દાન્તર-દ્વારા પુનરુક્તિ છે ખરી.

કડી ૨૨. બુદ્ધની ત્યાગભાવના જોડે પ્રેમભાવનાને વિરોધ આવતો નથી, તે બતાવવાને આ કડીમાંનું વચન છે. ત્યાગ તે સ્વાર્થી મમતાનો ત્યાગ, સકલ વિશ્વને બન્ધુભાવના પ્રેમવિસ્તારમાં સંધરી લેનાર બુદ્ધે એ બન્ધુત્વનો ત્યાગ કદી કર્યો જ નહોતો.

સુગત—Who walks well, happy, blest. The Blest or Auspicious one is a common epithet of a Buddha. (Childer's Pali Dictionary). શુભ રીતે આવનાર; સુખી, કલ્યાણમય. કોઇ પણ બુદ્ધનું સુગતો એ નામ અપાયછે; અને ગૌતમ બુદ્ધનું વિશેષતઃ.

બુદ્ધે વિશ્વબન્ધુત્વ કદી પણ તજ્યું નથી; માટે જ હેનો વિશેષ અધિકાર બતાવવાને કહેછે:—

કડી ૨૩. "સદા સંસારનો." ઇત્યાદિ.

"સંસાર"નો પ્રથમ ઉપસ્થિત થનારો અર્થ તો વહી જતો જગતનો વ્યવહાર. પણ અહિં માત્ર—'વિશ્વ', 'જગત્' એ અર્થ લેવાનોછે.

એ વિશ્વનાં સંકટો કાપવાનો અધિકારી બુદ્ધ બનેછે; કેમકે

વિશ્વનો સદા સ્નેહી છે, અને દુઃખમાં દુઃખી થાયછે. યોગસૂત્રમાં મૈત્રી, કરુણા, મુદિતા, અને ઉપેક્ષા એમ ચાર ભાવનાઓ મનાઇછે; બૌદ્ધ મતમાં પાંચમી ભાવના અશુભ એ ગણાયછે. અહિં મુખ્ય ભાવનાત્રય લઇશું: મૈત્રી, મુદિતા અને કરુણા. વિશ્વબન્ધુત્વ—સર્વ માનવ (અને પ્રાણી) તરફ સ્નેહ, પ્રેમ—તે મૈત્રી; એ બીજરૂપ ભાવનામાંથી બે ભાવનાઓ પ્રગટેઃ મુદિતા અન્યના સુખમાં સુખી થવું તે, અને કરુણા—અન્યના દુઃખે દુઃખી થવું, એ દુઃખમાં સહભોગ તે. આ કડીના પૂર્વાર્ધમાં—સદા સંસારનો સ્નેહી એ વિભાગમાં (મૈત્રીનો સંગ્રહ શક્ય છે, છતાં વિશેષ રૂપે) મુદિતાની ભાવના નિર્દિષ્ટ થઇ ગણીશું; અને 'દુઃખી દુઃખ વિશે થતો' એ વિભાગમાં કરુણાની ભાવના સ્પષ્ટ જણાશે.

[ યોગસૂત્રમાં મૈત્રીનો વિષય—સુખ, કરુણાનો વિષય—દુઃખ, મુદિત વિષય—પુણ્ય, અને ઉપેક્ષાનો વિષય અપુણ્ય;—એમ વ્યવસ્થાછે. ઉપર ભાવનાત્રયના આકિલા સ્વરૂપ અને સંબન્ધનો બૌદ્ધ મતના સ્વઃ દર્શનમાં કાંઇક આધાર મળે એમ છે. ]

કડી ૨૪. બુદ્ધને તપની સિદ્ધિ મળી હેનું અપૂર્વ નિદાન શ્લોકમાં બતાવ્યુંછેઃ પોતાના પ્રયાસનું એ ફળ ન હોતું; હેના પ્રયાસને યશોધરા તરફથી અનુક્ત, ગૂઢ, માત્ર હૃદયનાં આન્દોલ (thought-waves કરતાં ચઢે હેવાં heart-waves) ચિદાકાશદ્વાર (spiritual wireless) આધ્યાત્મિક અનાલમ્બસંચારની પ્રવૃત્તિ મળ્યાં તેથી જ એ સિદ્ધિ પ્રાપ્ત થઇ. હેના તપનો નિષેધ ના કર્યો એટ જ નહિં, પણ પતિને સિદ્ધિ મળે એમ ઉરથી ઇચ્છા કરી; પોતાનાં પણ અજ્ઞાન રીને જ. આ પ્રેમબળના પ્રવાહની કલ્પના કવિદ દૃષ્ટિથી જ રચાઇછે.

ચરણ ૧ તપ—આ શબ્દ કવિયે નરજાતિમાં શા માટે પ્રયોજ હશે? સમજાતું નથી. કચ્છી બોલીમાં નાન્યતર જાતિનું રૂપ નથ નરજાતિનું જ વપરાયછે,—તે ખુલાસો નહિં સંભવે. એ કવિ કચ્છી ન હોત

કડી ૨૫. પૂર્વાર્ધમાં જે કૃતિ બુદ્ધને વિશે વર્ણવીછે, તે વસ્તુતઃ હજી હવે ભાવિ પ્રચારકજીવનમાં થવાની હતી; છતાં એ કહી ચૂક જેવું વર્ણન કેમ હશે?—સમ્યક્સંબુદ્ધ થવાની અને ગૃહાગમનની વચગાળા વખતમાં પણ હેણે જ્ઞાનબોધક તરીકે પ્રવૃત્તિ કરી હતી,—એ બચા સંભવે,—પણ તે અંશતઃ.

કડી ૨૬. યશોધરા જેવી વિશુદ્ધ દેવીને બોધ આપનારો પો કાણુ? એમ પોતાનો ઊતરતો અધિકાર અહિં સ્થાપીને યશોધરા ઉચ્ચસ્થાન કવિ બુદ્ધ કને અપાવેછે.

ચરણ ૪ બુદ્ધનો સુપથ—એમ અન્વય છે.

કડી ૨૭–૨૮. ત્યાગથી આ અલૌકિક યુગલમાં પરસ્પર એકતાન લોપે જ નથી થયોં; એ સ્વાર્પણ ઉપરાંત સર્વ વિશ્વ સાથે પણ યુગલનો જનકજનનીયુગ્મ જેવો સંબન્ધ સ્થાપેછે. આ અપૂર્વ અધિકાર દ્વારા આભાસપરિત્યાગનું સહન કરેલી પ્રિયતમાનો, પુનઃ સ્વીકાર નહિ પણ, સ્થિર સ્વીકાર પ્રગટ કરેછે, અને ભવિષ્યમાં પણ બુદ્ધના ધર્મ

વસ્તિમાં સહવાસિની રહેવાની વાન્છા, પ્રાર્થના, આશિષ પણ જોડેજોડે મેળવેછે.

કડી ૨૯–પૂર્વાર્ધ યશોધરાના પતિ તરફના પ્રેમના પ્રવાહને વિશ્વ-પી પાત્રમાં વાળીને એ પ્રેમને ઉદારભાવથી આદિ રંગેછે.

ઉત્તરાર્ધ–કડી ૧૭ મીમાં સૂચિત કરેલી 'અમોલી મેટ'ને આ ક્તિઓમાં શુદ્ધ કને ધરાવીછે? પોતાને તપોબળે પ્રાપ્ત થયેલા જ્ઞાન-પી દિવ્ય ધનનો ભાગ (અર્ધભાગ?) યશોધરાને અર્પણ કરેછે.

કડી ૩૦. એ દિવ્ય દ્રવ્ય કૃપણ જનની પેઠે માત્ર પોતાના ગૃહ ડારમાં દાટી ના રાખતાં, ઉદાર ભાવે વિશ્વજનને હેનું દાન કરવાનો નોરથ પ્રગટ કરેછે. 'દયા ને સ્નેહનાં સૂત્રો સૃષ્ટિને સમઝાવશુ.'

કડી ૩૧. બાલજીવો–વિશ્વના જીવ તે બધા પોતાના બાલક, માટે 'બાલ જીવો.'

બન્ધનો–*સંયોજનો; જીવનની તૃષ્ણાથી ઉત્પન્ન થતી વાસના ટલે જીવનને વળગી રહેવાની વાસના, એ બન્ધન. એ વાસનારૂપ પાદાન ને સાધનરૂપ કરીને કર્મ પુનર્જન્મનું કારણ બનેછે.

મહારોગ–જીવન અને હેમા રાગદ્વેષજનિત દુ:ખ તે મહારોગ.

કડી ૩૨. ઉપર કૃપણતાવિરોધી વર્તન કડી ૩૦ માં ઉપદેશ્યું જ અહિં–'સાંકડી વૃત્તિ'નો ત્યાગ અને 'ઉદાર ભાવ'નો સ્વીકાર રવાની પ્રેરણામાં પ્રગટ કરેછે.

ઉત્તરાર્ધ–એ ઉદારતાને પરિણામે ઉચ્ચ કક્ષામાં ઊડવાનું સામર્થ્ય ળવવાનું કહેછે

કડી ૩૪ दिव्यं ददामि ते चक्षु એ ભગવદ્ગીતાનું વચન સરખાવો. ાહિં ચર્મચક્ષુ મીંચી દેવાનું કહ્યુંછે, અર્જુનને તો ભગવાને

न तु मा शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।

એમ ચર્મચક્ષુની શક્તિહીનતા કહીને કહ્યું

दिव्यं ददामि ते चक्षु पश्य मे योगमैश्वरम् ॥

* 'બુદ્ધનું પ્રશોધન' કાવ્યમા દસ પાપ કહ્યાંછે તેજ દસ સયોજનો છે, મા પ્રથમ આત્મવાદ છે, જ્હેનું નામ સંયોજનોની ગણનામાં સક્કાય દિટ્ઠી સ્વકાયદષ્ટિ ) કહીને મારર્યુંછે

શ્રીકૃષ્ણ ભગવાને પોતાના વિરાટ્ ( ઐશ્વર દેહ)નું દર્શન કરાવવાને દિવ્ય ચક્ષુ આપ્યું; અહિં બુદ્ધ દિવ્યદૃષ્ટિ આપેછે તે જગતના વિશાલ નિવાસમાંના સર્વેજનોને સમાને સ્નેહી સંબન્ધી સ્વરૂપે જોવા માટે દિવ્યદૃષ્ટિ આપેછે. વિરાટ—સર્વગ્રાહી વિરાટ્-નું આ એક સ્વરૂપ રૂપાન્તર.

નરસિંહ મ્હેતાએ પણ (ચાતુરીષિડશી, પદ ૯માંમાં પોતે રાસલીલા પ્રત્યક્ષ (વત) દીઠી તે ચમત્કારદર્શન માટે સાધન એ જ કહ્યુંછે:

અનાથ હું ને સનાથ કીધો, પાર્વતીને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.

---

## तद्गुण

આ કાવ્યનું પૂર્ણ હાર્દ પ્રગટ થવા માટે અરહંત, નિર્વાણ, ઇત્યાદિનાં બૌદ્ધમતે શાં શાં સ્વરૂપ છે ત્હેના વિવેચનની કાંઈક અપેક્ષા રહેછે. માટે એ મતના તત્ત્વજ્ઞાનમાં થોડુંક ઊતરવું પડશે.

બૌદ્ધમતે મનુષ્યનું વ્યક્તિત્વ પાંચ સ્કન્ધ (खंधा) વડે બંધાયલુંછે:—

(૧) રૂપઃ—ભૌતિક શરીર, આકાર;

(૨) વેદનાઃ—એટલે sensation;

(૩) સંજ્ઞા (सञ्ञा):—એટલે Perception;

(૪) સંસ્કાર (सखारो):—એટલે Discrimination;

અને (૫) વિજ્ઞાન (विञ्ञाण):—એટલે Consciousness.

રૂપ તે શરીરના ભૌતિક અંશ તથા ગુણનો સમુચ્ચય છે; અને વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તે ચાર માનસિક સ્કન્ધો ગણે છે અને ત્હેને 'નામ' એ સંજ્ઞા છે; બંને મળી 'નામરૂપ' એમ સંજ્ઞાથી મનુષ્યનું વ્યક્તિરૂપ દર્શાવાય છે.

આ પાંચ સ્કન્ધ શિવાય મનુષ્યમાં બીજું કશું સ્વરૂપસાધક તત્ત્વ નથી એમ મનાયછે. હવે મનુષ્યને પુનર્જન્મ હોવાનો સિદ્ધાન્ત તો બૌદ્ધમતે સ્વીકાર્યોછે; તો માત્ર આ સ્કન્ધમય મનુષ્યનું વ્યક્તિત્વ મરણ પછી પાછું શી રીતે ઉત્પન્ન થાય એ પ્રશ્ન ઉપસ્થિત થાયછે. મરણની સાથે પાંચે સ્કન્ધનો વિનાશ જ થાયછે, તો નવુ નામરૂપ શી રીતે

બંધાયછે ! આ માટે બૌદ્ધમતમાં કર્મનું તત્ત્વ સ્વીકારાયુંછે. કર્મમાત્ર સારાં, નઠારાં, તેમ જ બંનેમાંથી એકે નહિ હોય તેવાં નાનાંતર રૂપનાં કર્મનો સંબદ્ધ થાયછે. મનુષ્યના જન્મમરણની પરંપરા તે કાર્યકારણની શૃંખલા છે-એ અવશ્યંભાવિતાવાળી શૃંખલામાં એક અંકોડો ઉપાદાન છે. ઉપાદાન એટલે જીવનને વળગી રહેવાની વાસના; तण्हा (तृष्णा) જીવનની તૃષ્ણા-થી ઉપાદાન ઉત્પન્ન થાયછે અને ઉપાદાનથી જન્મ-પરંપરા (भव) બંધાયછે. આ ઉપાદાનને સાધનરૂપ લઈને કર્મ માનવના પુનર્જન્મનું રચાયી કારણ બનેછે; અર્થાત્ મરણ વખતે સ્કંધ બધા વિનાશ પામેછે, પરંતુ મનુષ્યના કર્મના પ્રભાવથી તત્કાળ જ નવા સ્કંધ બંધાયછે અને નવું જીવન ચાલેછે; નવા બંધાયલા સ્કન્ધ અને પૂર્વ-જન્મના સ્કન્ધ જુદા જુદા હોવા છતાં બન્નેને સાંકળનારા કર્મવડે મનુષ્યનું વ્યક્તિત્વ એનું એ જ છે એમ એકતા સચવાયછે.

આમ સ્થિતિ છે, તો એ કર્મનો જ નાશ થાય, તો પછી પુન-ર્જન્મનો સંભવ જ તૂટે. આ કર્મનાશ અને તે દ્વારા નિર્વાણસિદ્ધિ એ બૌદ્ધમતે પરમ લક્ષ્ય છે. આ સિદ્ધિ માટે માર્ગ (मग्गो) ચાર ક્રમનો (અથવા પેટા-વિભાગ લેતાં આઠ ક્રમનો) કહ્યોછે.

(૧) सोतापत्तिमग्गो—(स्रोतस्+आपत्ति=પ્રવાહમાં પડવું); એ માર્ગમાં પડેલો તે सोतापन्न એટલે સ્રોતમાં પડેલો; વિશુદ્ધિના પ્રથમ ક્રમમાં પેઠેલો;

(૨) सकदागामिमग्गो (सकृत्=એક વાર, आगामिन्=આવનાર); આ માર્ગમાં પેઠેલો માણસ મર્ત્યલોકમાં એકવાર જ પુનર્જન્મ લેછે, તેથી सकृदागामी;

(૩) अनागामिमग्गो (अनागामिमार्गः)–આ માર્ગમાં પેઠેલો માણસ ફરીથી મર્ત્યલોકમાં જન્મ લેવાનો નહિં, માત્ર એકવાર બ્રહ્મલોકમાં જન્મ લેવાનો અને ત્યહાંથી નિર્વાણ મેળવવાનો;

(૪) अरहत्तमग्गो (अर्हत्त्वमार्गः)—અર્હત્પણું મેળવવાનો માર્ગ; अरहा—अरहन्तो—એટલે યોગ્યતાવાળો, નિર્વાણની યોગ્યતાવાળો.

---

* सुक्कं सुक्कविपाकं (शुक्लं शुक्लविपाकं)—સારાં કર્મ, સારાં ફળ આપનારાં; कण्हं कण्हविपाकं (कृष्णं कृष्णविपाकं) નઠારાં કર્મ, નઠારાં ફળ આપનારાં; અને अकण्हं असुक्कं अकण्हसुक्कविपाकं (अकृष्णं अशुक्लं अकृष्णशुक्लविपाकं) નઠારાં નહિ તેમ સારાં પણ નહિં, અને કશાં ફળ (નઠારાં કે સારાં ફળ) ન આપનારાં કર્મ; એમ ત્રણ વિભાગ બતાવ્યાછે.

આ પ્રત્યેક માર્ગના બબ્બે ક્રમવિભાગ છે—(૧) मग्गो-માર્ગ, અને (૨) फलं-ફળ-સિદ્ધિ. પ્રથમના માર્ગમાં પ્રવેશની સ્થિતિ, બીજામાં તે માર્ગના ફળની સિદ્ધિની સ્થિતિ-એમ ભેદ છે. આ માર્ગોમાં પ્રવેશ જ ના કરેલા માણસોને पुथुज्जन (पृथग्जन=સામાન્ય જન, અજ્ઞાન જન) કહેછે.

માણસને જીવનતૃષ્ણાથી જીવન સાથે જોડનારી વાસનાઓનું નામ संयोजन (=બન્ધન) છે. એ સંયોજનોનો ત્યાગ થવા માટે માર્ગના ચાર ક્રમમાં થઈને આખરે નિર્વાણસિદ્ધિ મેળવાયછે. सकदागामी માણસે सक्कायदिट्ठि (= आत्मवादः) અહંતા, विचिकिच्छा (विचिकित्सा) સંશય, અને सीलब्बतपरामासो (शीलव्रतपरामर्शः) કર્મકાણ્ડનો દમ્ભ-એ ત્રણનો ત્યાગ કરેલો હોયછે, અને राग, देस, मोह (राग, द्वेष, मोह) એ ત્રણ વિકારોને પોતાનામાંથી ઘણુંખરૂં લુપ્ત કર્યા હોયછે.

એ રીતે ક્રમે ક્રમે દરેક માર્ગમાં વિશુદ્ધિનો ઉત્કર્ષ થાયછે; અને અંતે अरहत्त માર્ગમાં પહોંચ્યા પછી પૂર્ણ વિશુદ્ધિ મળેછે; अरहत्त-માર્ગસ્થનામાં આરમ્ભ થાયછે અને अरहत्त ફલસ્થનામાંથી સર્વ વિકારો લુપ્ત થાયછે (वीतराग એ બનેછે). એ निर्वाण પામેલો ગણાયછે. એ સ્થિતિ उपादिसेस निब्बान (उपादि=પાંચ સ્કન્ધ) સર્વ સ્કન્ધ હજી રહ્યાછે એ નિર્વાણની સ્થિતિ; અને એ મરણ પામે ત્હારે હેતું અસ્તિત્વ લુપ્ત થાયછે; કર્મનો નાશ થયાથી ફરી જન્મ થતો નથી; તૃષ્ણા અને જીવનને ઉત્પન્ન કરનારા સર્વ વિકારો સાથે જોડાયલું કર્મ જ લુપ્ત થાયછે એટલે પુનર્જન્મ નહિં, અને માનવ તે સ્કન્ધનો જ સમુચ્ચય એટલે સ્કન્ધ લુપ્ત થયા એટલે ફરી જન્મ નહિં, એટલું જ નહિં પણ અસ્તિત્વ જ નહિં; આ શૂન્યરૂપ નિર્વાણનું નામ-खन्धपरिनिब्बान (स्कन्धपरिनिर्वाण) અથવા अनुपादिसेस-निब्बान (अनुपादिशेषनिर्वाण), સ્કન્ધ અવશિષ્ટ ન રહેનારૂં નિર્વાણ.

નિર્વાણની ભાવના વિશે બૌદ્ધ સિદ્ધાન્તમાં આમ બે ક્રમ છે; તેથી એ શબ્દના અર્થ વિશે અને એ ભાવના વિશે યુરોપીય પંડિતોમાં (બૌદ્ધમતના અભ્યાસી પંડિતોમાં) મતભેદ થયેલો ચાલ્યો આવ્યોછે. *એક મત निर्वाण એટલે શૂન્યમાં વિલીનતા, અસ્તિત્વનો નિતાન્ત નાશ*—એ અર્થ લેછે; બીજો મત निर्वाण એટલે સર્વ વિકાર, તૃષ્ણા ઇત્યાદિનો નાશ થઈ કેવળ શાન્ત, સમાહિત, અવસ્થા—એ અર્થ લેછે; ઉપરના વિવેકથી બંને અર્થની સ્થાનવ્યવસ્થા સમજાય એમ છે. Rhys

Davids આ બંને અર્થ સ્વીકારેછે, પણ એકને નિર્વાણ કહેછે ને બીજાને પરિનિર્વાણ કહેછે; Childorsનો મત ઉપરના ભેદ તરફ ઢળે જણાયછે, અને Max Muller ના મતમાં ભિન્નતા શી હતી તે એઓ બતાવેછે. (Max Muller–નિર્વાણનો શૂન્યકારનો અર્થ છે જ નહિ, છે તો પાછળના ગ્રન્થોમાં જ છે–એમ માનેછે). પરંતુ આ મતયુદ્ધ સાથે આપણો સંબન્ધ નથી. આ કાવ્યમાં તો નિર્વાણનો અર્થ મરણની પૂર્વે જ મેળવેલી વિકારનાશ તથા અલૌકિક શાન્તિની સ્થિતિનો જ લીધોછે.

આ નિર્વાણદશાનું અલૌકિક શાન્તિનું સ્વરૂપ આલેખવાનો હેતુ આ વધુગુણ કાવ્યનો છે. બૌદ્ધ સિદ્ધાન્તમાં ધ્યાન (જ્ઞાન) અને સમાધિ એ શબ્દોનો અર્થ વિશેષ રૂપનો છે. સમાધિ અને ધ્યાન એ બે એક જ છે એમ કેટલીક વાર ભ્રમ થાયછે. પરંતુ સમાધિ એ અલૌકિક શાન્તિ છે, અને અર્હન્તનું વિશેષ લક્ષણ છે; ધ્યાન કરતાં વધારે અર્થ સમાધિનો છે, ધ્યાન સાધવા માટે સમાધિની શાન્તિ એ આવશ્યક પ્રાથમિક સ્થિતિ છે; તેમ જ ધ્યાનની સાથે પણ એ સ્થિતિ ચાલુ રહી, અર્હન્તનો સ્થાયી મુખ્ય સમાધિ છે. ધ્યાનની ઉચ્ચ કક્ષામાં આ શાન્તિ તે નિર્વિકલ્પ સમાધિનું રૂપ લઈ બાહ્યજ્ઞાનરહિત અવસ્થાનું રૂપ લેછે, અથવા તો, અર્હન્તને વિશે બનેછે તેમ, પૃથગ્જનને અસર કરનારા રાગદ્વેષાદિક વિકારો ઉપર પ્રભુત્વ અને સર્વ વિકારોના ઉચ્છેદનું રૂપ લેછે.

આ નિર્વાણની સમાધિદશાની શાન્તિમાં કદી પણ ભંગ થાય ખરો? એ દશાના વિરોધી નહિ તો એ દશાથી ભિન્ન જણાતા વિક્ષેપકારી બનાવોથી અર્હન્તની નિર્વાણશાન્તિમાં વિકૃતિ સંભવે ખરી? આ શઙ્કા અને હેનું સમાધાન આ કાવ્યમાં છે. યશોધરા બુદ્ધની પ્રથમમાં પ્રથમ શિષ્યા–પરિવ્રાજિકા (ભિક્ષુણી)–થઈ હતી; હેની કને આ શઙ્કા આ કાવ્યમાં પૂછાવીછે: અર્હન્તની પૂર્વાવસ્થાનો કોઈ પણ વૃત્તાન્ત હેના મનમાં છાયા પાડી હેના નિર્વાણમાં ક્ષતિ પમાડી શકે કે કેમ? એ છાયાથી નિર્વાણને ભિન્નતાનું, સ્વરૂપભંગનું, લાઞ્છન વળગે ખરું? એમ એ પ્રશ્નનું રૂપ મૂકાવ્યુંછે.

બુદ્ધ મહાત્મા, parables (રૂપકાદિદ્વારા દૃષ્ટાન્ત)થી સમાધાન કરવાની હેની પદ્ધતિનો આશ્રય લઈ, આ પ્રશ્નનો ઉત્તર આપતો અહિં દર્શાવ્યોછે. (યશોધરાની શઙ્કા, બુદ્ધનો આ દૃષ્ટાન્તદ્વારા ઉત્તર–એ સર્વે કવિકલ્પના જ છે; બુદ્ધચરિતમાં કોઈ સ્થળે વર્ણન કરેલું નથી.)

ક્ષિતિજમાં લટકતા ચન્દ્રનો ચાંદનીનો લાંબો વિશાળ પટો, સમુદ્ર ઉપર પડેલો, યશોધરાને બુદ્ધ બતાવેછે; અને તે ક્ષણે એ પટાની બ્હારથી ચન્દ્રબિમ્બ અને સમુદ્રની વચ્ચે–એક બાજુથી આડે આવેલા વાદળાનો પડછાયો, કાળો, જ્યોત્સ્નાપ્રદેશની બે બાજૂએ રહેલો ત્હાંથી, આવીને કૌમુદીમાં પ્રવેશ કરતી, એક નૌકા–સફેદ શઢવાળી નૌકા–તરફ હેની નજર ખેંચેછે. આ નૌકાથી ચન્દ્રની કૌમુદીરૂપ શાન્તિમાં ભંગ નથી થતો, ઉલટી એ નૌકા કૌમુદીની સાથે એકરૂપ બની જાયછે.* તે જ રીતે અરહન્તની નિર્વાણશાન્તિમાં ગમે તે વિક્ષેપનો ભાસ આણનારા વૃત્તાન્ત આવે તો તે પોતાનો શાન્તિવિરોધી ગુણ તજી નિર્વાણદશાની જોડે એકરૂપ થઇ વિલીન થઇ જાયછે; નિર્વાણને કશો વિકાર અર્પતા નથી. ચાર માર્ગમાંના એકમાં પ્રવેશ થયો તો પછી તો માણસને પાછા ફરવાનું કદી થતું નથી, હેનો મોક્ષ નિશ્ચિત જ છે, અન્તે એ નિર્વાણ-ને પામવાનો જ;–એમ બૌદ્ધમત છે; તો પછી નિર્વાણ સધાયા પછી તો કદી પણ હેમાં ભંગ પડે જ નહિં. આમ તાત્પર્ય છે. નિર્વાણના અતિ ઉજ્જવલ ગુણનું સ્વરૂપ બીજા સર્વ બનાવો, પોતાનો ગુણ તજીને પ્રાપ્ત કરેછે એ સિદ્ધાન્ત† આ કાવ્યમાં ઉપજાવ્યોછે,. માટે કાવ્યનું નામ तद्गुण પાડ્યુંછેઃ–अतत् [ તે નહિં, અન્ય વસ્તુ ] તે तत् [ તે, પ્રધાન વસ્તુ ] નો ગુણ સ્વીકારે માટે तद्गुण. કાવ્યશાસ્ત્રમાં तद्गुण નામનો અલઙ્કાર છે તે ઉપરથી આ નામ લીધુંછે. तद्गुण અલઙ્કારનું લક્ષણ

स्वमुत्सृज्य गुणं योगादत्युज्ज्वलगुणस्य यत् ।
वस्तु तद्गुणतामेति भण्यते स तु तद्गुणः ॥‡

એમ મમ્મટે આપ્યુંછે. ઉદાહરણ આ આપ્યુંછેઃ–

विभिन्नवर्णा गरुडाग्रजेन सूर्यस्य रथ्याः परितः स्फुरन्त्या ।
रत्नैः पुनर्यत्र रुचा रुचं स्वामानिन्यिरे वंशकरीरनीलैः ॥

---

* આ પ્રકારનું સુન્દર દૃશ્ય મ્હેં વાંદરાને દરિયાકિનારે પાછલી રાત્રે જોયેલું તે સંસ્કાર ઉપરથી આ ચિત્ર આલેખ્યુંછે.

† નિર્વાણના સ્વરૂપ ઉપરથી અને બીજા બૌદ્ધ સિદ્ધાન્તોના સ્વરૂપ ઉપર-થી આ સિદ્ધાન્ત મ્હેં કલ્પનાથી ઉપજાવી કાઢયોછે.–– બૌદ્ધ ધર્મગ્રન્થમાંથી મ્હેં લીધો નથી.

‡અર્થ—અતિ ઉજ્જવલ ગુણવાળી વસ્તુની જોડે યોગમાં આવવાથી પોતાનો ગુણ તજીને કોઇ વસ્તુ હેનો (અતિ ઉજ્જવલગુણવાળી અન્ય વસ્તુનો) ગુણ લેછે—તે तद्गुण અલઙ્કાર

[ (દ્રુતવિલંબિત.)

પ્રકૃતિનીલતુરંગ રવિતણા
અરુણસંગથી લાલ બન્યા ઘણા,
રુચિર નીલમણિતણી કાન્તિથી
જહિં ધરે નિજ વર્ણ ફરી યથા. ]

મેરુ પર્વતનું આ વર્ણન છે. સૂર્યના અશ્વ નીલ રંગના હોયછે, તે સૂર્યના સારથિ અરુણના સંયોગમાં આવતાં લાલ બન્યા,—આ એક તદ્ગુણ; અને મેરુ પર્વત ઉપરના નીલમણિની લીલી કાન્તિ જોડે સંયોગમાં આવતાં એ લાલ રંગ બદલાઈ ફરી નીલ રંગ બન્યો. એ બીજો તદ્ગુણ.

આ તદ્ગુણ કાવ્યમાં આ અલઙ્કારનું ઉદાહરણ બતાવ્યું નથી.* પરંતુ એ અલઙ્કારનું તત્ત્વ વિશિષ્ટ રૂપે વપરાયુંછે; નિર્વાણની શાન્તિમાં *અન્ય અનુભવો આવતાં પોતાનું સ્વરૂપ તજી નિર્વાણરૂપ બનેછે* એ સત્ય ઉત્કટ રૂપે બતાવાયુંછે, માટે તદ્ગુણ નામનો ઉપયોગ કર્યોછે. શાન્તિવિરોધી અનુભવ આવતાં ત્હેનો ત્યાગ કરે એ જ્ઞાનની દશામાં કાંઈક શ્રમને અને કાંઈક જ્ઞાનમાં ક્ષણિક વિકારને પ્રવેશ મળેછે; નિર્વાણમાં તેમ ના થતાં અન્ય અનુભવને પોતાના રંગથી રંગી દેવાનું વિલક્ષણ કાર્ય થવાથી એ દશાની અતિ ઉચ્ચ કક્ષા બતાવાયછે.

કૌમુદીપટમાં તદ્ગુણતા પામતી નૌકાના દૃષ્ટાન્તને આધારે બુદ્ધ ભગવાન પોતાની નિર્વાણશાન્તિ વિશેનો એક જાતિ-અનુભવ વર્ણવેછેઃ પોતે ઊંડાં મથનો કરી બોધિવૃક્ષ તળે અંતે નિર્વાણસુખ મેળવ્યું, તે સ્થિતિ કાયમની થઈ; છતાં એક વાર ધ્યાનમાં પોતે નિમગ્ન હતા,

ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની;

પરંતુ એ મૂર્તિ પૂર્વાવસ્થાના માનવ પ્રેમસંસ્કાર જગાડી શકી નહિં; રાણીને છાજે હેવાં આભૂષણો અને વસ્ત્રો ધારેલાં હતાં તે લુપ્ત થઈ એ મૂર્તિ બીજાં સાદાં પણ દિવ્ય વસ્ત્રાભૂષણો વડે આચ્છાદિત થઈ, અને

નિર્વાણમાં નવ થયો કંઈ તર્યો ભંગ,
નિર્વાણ ફેરુ બની એ રહી દિવ્ય અંગ.

આમ મહાન્ પ્રેમની મૂર્તિ—પ્રેમને ખાતર પ્રેમપાત્ર પત્નીનો ત્યાગ કરનાર અલૌકિક પ્રેમી—આખરે નિર્વાણ અનુભવતો હતો તે જ શાન્ત સમાહિત દશામાં પૂર્વાશ્રમની પ્રેમમૂર્તિ યશોધરાની છબિ નિર્વાણકૌમુદીમાં પ્રગટ થતાં સમાધિનો ભંગ ના થયો, પરંતુ નિર્વાણશાન્તિયે એ પ્રેમમૂર્તિને પોતાનામાં પચાવી લીધી—એકરૂપ કરી લીધી. આ અલૌકિક પ્રેમીનો ઐહિક પ્રેમ લુપ્ત થયા પછીનો અલૌકિક પ્રેમાનુભવ પોતાને જ મુખે ગવડાવ્યોછે; મહાન્ પ્રેમીનું નિર્વાણમાં પ્રગટેલું પ્રેમસ્વપ્નદર્શન પ્રગટ કરાવ્યુંછે; અને એ સ્વપ્નદર્શનને નિર્વાણના દિવ્ય રંગમાં બોળ્યુંછે.

બુદ્ધનું, સમાધિની અંદર રહીને પણ, યશોધરાની મધુર મૂર્તિનું દર્શન ઇત્યાદિ વર્ણનમાં એક પ્રકારનું ભાવિદર્શન સૂચવાયછે. યશોધરા બુદ્ધની શિષ્યા બની હતી, ભિક્ષુનીવેશધારિણી થઈ. એ જીવનપ્રસંગ હજી બોધિવૃક્ષ નીચે સાધેલી સમાધિદશામાં તો હજી ભાવિના ઉદરમાં નિગૂઢ હતો. તે આ હેના સ્વપ્નદર્શન (vision) માં આગામિ સૂચક વ્યાપારનો વિષય બનેછે. રાણીજોગાં આભરણો તથા વસ્ત્રો સરી પડ્યાં અને સાધ્વીને યોગ્ય વસ્ત્રો ધારણ કરતી હેની મૂર્તિ પ્રવિષ્ટ થઈ, અને એ નિર્વાણનું અંગ જ બની જઈ એકરૂપ થઈ. આ પ્રકારોમાં એ ભાવિસૂચન છે. સ્વપ્ન તે અણપૂર્યા મનોરથોનો સાક્ષાત્કાર (presentation, materialization of unfulfilled desires) છે એમ કેટલાક ચિન્તકોનું માનવું છે, તે આ સ્વપ્નદર્શનના ભાવિસૂચનમાં પ્રમાણ મેળવેછે.

શ્લોક ૪, ચરણ ૨. ઉદધિવ્યોમ—ઉદધિ (સાગર) અને વ્યોમ (આકાશ); દ્વન્દ્વ સમાસ. જ્યહાં ચુમ્બતાં ઉદધિવ્યોમ—અર્થાત્, ક્ષિતિજમાં.

ચરણ ૪. જલૌઘે—જલ+ઓઘ (=સમૂહ, પ્રવાહ), જળના સમૂહમાં, પ્રવાહમાં.

શ્લોક ૫, ચરણ ૨. તિમિરોદરેથી—તિમિર + ઉદર=અન્ધકારનું પેટ; અન્ધકારનું ઊંડાણ.

ચાંદનીના પટાની બંને બાજૂ કાળા વાદળાને લીધે પડેલી કાળી અંધારાની છાયા ત્હેમાંથી એકબાજૂથી આવીને ચાંદનીમાં પ્રવેશ કરતી નૌકા વર્ણવીછે; તે માટે 'તિમિરોદરેથી.'

ચરણ ૪. શુભ્રવેશ—ધોળો વેશ; રાદ ધોળા તેથી.

શ્લોક ૮, ચરણ ૪.

શાન્તિના જળમાં લહરી થાય (મોજાં ઉત્પન્ન થઈ ચડતાં જેવો ભાસ થાય) ત્હેને અજ્ઞાન જનો શાન્તિની સ્થિતિમાં ભંગ થયો માનેછે. પરંતુ, વસ્તુતઃ

શ્લોક ૯ પુર્વાર્ધ—

નિર્વાણના સિન્ધુના જળમાં કદી પણ શાન્તિમાં વિકાર થતો નથી; વિકારનો આભાસ થાય કદી, તો તે જુદી જ વસ્તુ છે (અન્ય જ પ્રકાર);

આ અન્ય પ્રકારનું સ્વરૂપ સમઝાવવા માટે—

ઉત્તરાર્ધમાં બુદ્ધ મહાત્મા પોતાની જ નિર્વાણદશામાં બનેલાં અનુભાવોમાંથી એક કહી બતાવવાનો આરમ્ભ કરેછે.

શ્લોક ૧૦, પંક્તિ ૧ બોધિવૃક્ષ—બુદ્ધ અનેક થઈ ગયા કહેવાયછે; તે દરેક બુદ્ધને બુદ્ધત્વની પ્રાપ્તિ અમુક વૃક્ષની તળે ચિન્તન, તપ, કર્યાથી મળેછે; તે પછી તે વૃક્ષનું નામ બોધિવૃક્ષ કહેવાયછે. (બુદ્ધત્વનું ઝાડ); એ ઝાડ બૌદ્ધોમાં પૂજ્ય ગણાયછે. શાક્યમુનિનું બોધિવૃક્ષ અશ્વત્થ હતું, હેની પૂર્વના બુદ્ધ કસ્યપનું ન્યગ્રોધ વૃક્ષ હતું.

પંક્તિ. ૨.

બોધિવૃક્ષ તળે તપ કરતી વખતે અનેક વિઘ્નો, લાલચો, વગેરે પ્રગટ થાયછે; માર(પાપનું મૂર્ત રૂપ) પ્રલોભક રૂપે આવી બુદ્ધ થનારને કસોટીએ ચઢાવેછે, મારનું સૈન્ય પ્રલોભનાદિકનું માયારૂપો ધારીને ચલિત કરવા મથેછે, અન્તે હેના ઉપર વિજય મેળવીને સમ્માસંબુદ્ધો (સમ્યક્સંબુદ્ધ) સારી રીતે પ્રકાશ પામેલો બનેછે, નિર્વાણ ભોગવનારો બુદ્ધ બનેછે, અર્હત(અરહન્ત) થાયછે.

શ્લોક ૧૧, ૧૨

આ બુદ્ધત્વના નિર્વાણની સિદ્ધિનો છેવટનો ક્રમ અહિં આલેખ્યોછે.

શ્લોક ૧૧, પંક્તિ ૨. સવેદન—અનુભૂતિ; આન્તર અનુભવ; ઊંડા હૃદયમાં અનુભવ.

શ્લોક ૧૨, પંક્તિ ૧. અપ્રમેય=તર્કના પ્રમાણુથી સાબીત કરાય નહિ હેવી (અપ્રમેય દશા); કેવળ માનસ પ્રત્યક્ષથી જ અનુભવાય, બીજી રીતે પ્રમાણુથી સિદ્ધ કરી બતાવાય નહિ, માટે અપ્રમેય.

શ્લોક ૧૩, ચરણુ ૩. ભિન્નભાસી–નિર્વાણુથી ભિન્ન ભાસતા; નિર્વાણુના સ્વરૂપના વિરોધી જેવા જણુાતા.

શ્લોક ૧૪, ચરણુ ૪, પ્રગટી જ છાની. આ વિરોધાભાસનો ખુલાસો એ છે કે– છાની એટલે બુદ્ધને પ્રથમ ખબર પડ્યા વિના જ; શ્લોક ૫ મા માં લોકોને જેમ અલક્ષ્ય ચાલતી કહિયે તેમ બુદ્ધની સ્વકીય ઇચ્છાના નિયામક વ્યાપાર વિના જ એ મૂર્તિ પ્રગટ થઈ.

શ્લોક ૧૫, ચરણુ ૧. દુકૂલ=રેશમી ઝીણાં લુગડાં.

શ્લોક ૧૬. ચાંદનીમાં પ્રવેશ કરીને સરતી નૌકા તરફ નિર્દેશ કરીને બુદ્ધ કહેછે–એ નૌકાના સરખી ત્હારી મધુર મૂર્તિની સ્થિતિ હતી; જેમ શ્લોક ૬ માં નૌકા વિશે કહ્યુંછે કે એ ચન્દ્રની સમાધિનો ભંગ કરતી નથી, પણુ ઉલટી પોતે જ ચન્દ્રની શાન્તિથી રંગાયછે, પોતાનું નૌકારૂપ ક્ષણુવાર લુપ્ત થઈ જઈને ચાંદની જોડે એકરૂપ થઈ વિલીન થતી જણાયછે, તેમ ત્હારી મૂર્તિ મ્હારા નિર્વાણુમાં પ્રવેશ કરતાં દિવ્યતા પામી એકરૂપ થઈ ગઈ. આ એકરૂપતા, નિર્વાણુનો ગુણુ પ્રાપ્ત કરી તદ્ગુણતા પામવાની સ્થિતિ, નીચે સ્પષ્ટ કરેછે–

શ્લોક ૧૭. નિર્વાણુરૂપી ચાંદનીના સિન્ધુજળમાં ત્હારી મૂર્તિ સરતી જણાઈ તેથી નિર્વાણુમાં ભંગ ના થતાં, તું જ નિર્વાણુનું દિવ્ય અંગ બની રહી. નિર્વાણુને ચાંદનીનું રૂપક આપી, ત્હેને જળનું રૂપક વળી આપ્યુંછે, તે ચાંદની અને સિન્ધુ જે પ્રત્યક્ષ હતાં ત્હેના મિશ્રરૂપનું કાંઈક અનુલક્ષણુ કરેછે.

શ્લોક ૧૮, ૧૯.

પૃથગ્જન—અજ્ઞાન, પામર જન. ઉપર વિવેચનમાં પૃથુજન કહ્યા તે. અરહન્તથી ઊતરતા દરજ્જાના માર્ગસ્થોને પણુ આ પ્રકારના દિવ્ય અનુભવ ના જ થાય તો પછી માર્ગમાં પ્રવેશ જ ના કરેલા પામર જનની તો ગતિ જ શી?

## ટીકા

પોતાને અનુભવગમ્ય નહિ તેથી પૃથગ્જનો હેવા બાહ્ય—વ્યહારથી જણાતા—નિર્વાણના ભંગની નિન્દા કરે, નિર્વાણમાં ભંગ થયો કરીને નિન્દે, એ સ્વાભાવિક છે; પર્વતના શિખર ઉપર પ્હોંચવાની શક્તિ તળેટીમાં કાયમના કળણમાં ખ્હોટેલા માણસોમાં હોય જ નહિ, એટલે શિખર ઉપરથી જણાતા સૌન્દર્યની કલ્પના તેમને થાય જ નહિ.

ટીકા સમાપ્ત



મુદ્રક: નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી. એ.
મુદ્રણસ્થાન: ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબ
પ્રકાશક: નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, બી એ.
મરીન વિલા, ખાર (મુંબઈ,